હોય કે ન્હોય મુજને પરણ્યો તેનું મોહોય, એને સગો સસરો સૌ કહેતારે, હું પરણી ત્યારે મારી પાસે રહેતારે. ૧૦

વલણ—એમ કહીને અનીરૂદ્ધ લખીયા; ક્ષણું ન લાગી વારરે; કરી મુખ મરડી ઉભી રહી, બાઇ એ મારો ભરથારરે, ૧૧

કડવું ૪૦ મું.

રાગ ઢાળ--ચિત્રલેહાના હાથમાંથી ઘેલું લખીયું પુતળું જેહ; પ્રેમ આણી ઓખાબાઈએ, ઝુટી લીધું તેહ. ૧ કરમાંલે ઈને કામની, કાંઇ દેછે આલીંગન માળીયામાં મેલી ચાલ્યા, પ્રાણતણાજીવન, ૨ આણીવારહું નહી જાવા દેઉ, મેંઝાલ્યો છે છેડો; મારા પીઉજી પરવરો તો મુજને સાથે તેડો. ૩ ચિત્રલેહા એણીપેરે બોલી, સજોડે છે જોડ; તે તો પોહોડયો છે દ્વારકામાં, આતો ચીત્રમણના ઘોડારે. ૪

કડવું ૪૧ મું.

રાગ પરજ—આપો આણી, એ વરમુને આપો હો આણી નીકર કાઢુ મારો પ્રાણ, એવર મુને આપો હો આણી, ટેક, મેંતો સ્વપને દીઠો જે છોગાળોરે, તેની પાપણનો છે ચાળોરે; મારૂં મનડું હરયું લટકાળે; તે વર મુને આપો હો આણી, ૧ જેના દીર્ઘબાહુ અજાણરે. મકરાકૃત કુંડળ કાનરે, અંગેશોભે એ ભીનેવાન, તે વરમુ૦ ૨ જેના લક્ષણ વીસનેબારરે, મુને પરણી ગયાં છે કાલરે; તેને વરસ થયાં દશ બાર વર મુ૦ ૩ વરની લટકતી ચાલરે; મુને પરણી ગયો છે કાલરે; તેને ટપકું કીધું ગોરગાલ; વર મુ૦ ૪ રાજે પીતાંબર પરીધામરે મુણે કહેતો ગયો નહીં નામરે; ત્યારે કયાં સરે મારૂં કામ

તે વરમુ૦ ૫ ચીત્રલેહા બોલાવાણુરે, સૈયર કેમ થઈ અજાણુરે બાઈ મારી ત્યાંતે જાએ કોણુ, તે વરમુ૦ ૬ કોટ કાંગરે ચામું ડાંચરે છપન કોડ છે ચોકી માંયરે, ચક્ર જળ હળતું છે ત્યાંયરે મુને મારે હેલા માંય, તે વરમુ૦ ૭

કડવું ૪૨ મું.

રાગ મારૂ-ઓખા કહે છે સુણુ સાહેલી; લાવ્ય કંથને વેહેલી વેહેલી; બાઈતું છે સુખની દાતા લાવ્ય સ્વામીને થાય સુખસાતા. ૧ ચતુરાને કહે ચીત્રલેહા, બાઇઆણ્યાના ઉપાય કેવા; દુર પંથ છે દ્વારામતી, કેમજવાયમારીવતી. ૨ ત્યાંજઈ ન શકે રાય શક્ર, રક્ષણ કરે સુદરશનચક્ર; જાવું જોજન સહસ્ર અગીંયાર, તારો કેમ ન આવે ભરથાર. ૩ નયણે નીરની ધારા વહે છે, કરજોડીન કન્યા કહે છે; બાઈ તારીગતી છે મોટી, તને કોઇ ન કરી શકે ખોટી. ૪ સૈયરને સૈયર વ્હાલી, છે મેં જમણે હાથે ઝાલી; આપણુ બેઉ જણુ સંઘાતી, તું પ્રાણુદાતાછે વિધાત્રી. ૫ માબાપ વેરી છેક મારાં, મેં તો ચરણુસેવ્યાછે તારા વિધાત્રી તું દીન દયાળ, એમ કહીને પગેલાગીબાંઝ ૬ ચિત્રલેહાયે ધારણા દીધી, પછી દેહ પક્ષીણીની કીધી. ૭

કડવું ૪૩ મું.

રાગ ઢાળ-ચિત્રલેહા કહે ઓખાબાઈ, મારે દ્રારકામાં જાવું પ્રભુના ઘરમાં ચોરી કરવી; નથી લાડવા ખાવું ૧ અગીયાર સહસ્ર જોજન જાવું હરવા શ્રી જુગદીશ; સુદરશન જો ચક્ર મળે તો છેદુ મારૂ શીશ બાઇ તુજને તાણુ તો નવ પડે ન, જેમ તેમ વહેલ થ લાવ્ય મારા કંથને તું ખોટી થાય છે

શાને ૩ જાતી વેળી ઓખા કહે છે, મારો વર છે રૂડો; કર્મે મળ્યાં છો કુંવારા, માટે રખે પેહેરતાં ચુડો, ૪ ચિત્રલેહાએ કહેવા માંડયું, મનમાં રાખો ધીર; તુજ સ્વપ્નામાં પરણી ગયો મારી માડી જાયો વીર, ૫ ત્યારે ઓખા કહેવા લાગી, જોઈ રહી વાટડી; મારો વર રૂડો જાણી, રખે ઓઢતી ઘાટડી. ૬ હું નહીં ઓઢું ઘાટડી, તું એ શી બોલી વાત; તુજ સ્વપનામાં પરણી ગયો, મારી માડી જાયો ભ્રાત. ૭ એવું કહીને ઉડી તે, પવન વેગે જાય; આકાશ મારગે સંચરી, પોહોચી ગોમતી માંય. ૮ ગોમતીમાં મરદન કરયું ને વિચારિયુંતેઠામ; પ્રભુના ઘરમાં ચોરી કરવી, નહી એકલાનું કામ. ૯ પછી તેણે નારદ મુની સંભારયા તતક્ષણ આવ્યા ધાઈ; કહેરે મુજને કેમ સંભારયો ચિત્રલેહા બાંઈ. ૧૦ બાણાસુની દીકરીને, લાગ્યું છે સ્વપંન; અનિરૂદ્ધ શેજે વરી ગયો, વિહ્‌વળ થયું છે મન. ૧૧ ચોરી કરવા હું આવી, સુદર્શનઆડું થાય;તે માટેતમને સંભાર્યા, કરવા માહારી સહાય. ૧૨ નારદ કહે છે ઓરે બાઈ, એમાં તે શું કામ; એક તામસી વિદ્યા એવી ભણાવું ઊંઘે બધું ગામ. ૧૩ ચીત્રલેહા કહે સાચું કહ્યું, પણ છેતરવા જુગદીશ; પેહેલું સુદર્શનચક્ર મળે તો છેદ મારૂ શીશ. ૧૪ ચક્રની ચિંતા ન કરશો જે માર્ગે જાસે ચોકી ફરવા;તેરેમારગે હું જઈશ, બેસાડીસ વાતો કરવા ૧૫ પછી તામસી વિદ્યા ભણાવી, જીભે જપતી જાય; ચોસઠ કળામાં ચામુડાંતે, ડબક ડોલું ખાય. ૧૬ ગામ તો ઘારણ પડયું ને ઉંઘ્યા લોક;

ચિત્રલેહા નગરમાં પેઠી; મુકી મનનો શોક, ૧૭ નારદે વિચા રયું ચિત્રલેહા, અનિરૂદ્ધને લેઈ જાશે; શીવને શામળી વઢશે; જુદ્ધ જોવા જેવું થાશે. ૧૮ ચકર ચોકી ફરતું આવ્યું; મા રગમાં નિરધાર; તેમારગેસામા મળીયા, નારદ બ્રહ્મકુમાર; ૧૯ નારદ કહેછેકહેછે ચકરને, તું દાહાડી જાય છેફરવા; એક ચક્રીવારએ શાને, મુજ સાથે વાતો કરવા. ૨૦ તું ને હું તો કયાંમળીશ, તું સાચી કેહેને વાત; કોઇદાહાડોમુજને સંભારે, દ્વારકાંનોનાથ ૨૧ ચકર મુખથી બોલીયું, વળી મારૂં તે ધનભાગ્ય. તમારાં દરશનનોતો, કયાંથી પામું લાભ. ૨૨ ભોળુ ચકરસમજયું નહી બેઠું નિરાંતવું થઇ; પેલી નારી પેઠી નગ્રમાં, ચોરી કરવા ગઇ. ૨૩ જોતી જોતી જયાં ગઈ, કૃષ્ન તણું રે ભોવન; ત્યાંથી આ-ઘેરી પરવરી. જયાં પહોડયો પ્રદ્યુમન. ૨૪ ત્યાંથી આઘેરી પ-રવરી, મહા વિષ્ટ કેરો વીર; સોડ ઘાલીને સુઇરહયો મહાધનુ-ષધારી ધીર. ૨૫ હમણાં જો હું એને જગાડું, માહારા મારી કરે કડકાય; માથે હીંડાળો લઇ લીધો ને ઉલટ અંગ ન માય. ૨૬ જુગત અંબે જે જુગતઅંબે. કરંતી તે જાય, હીંડાળો લેઈ જાતાં દીઠો નારદે ત્યાંય. ૨૭ હીંડાળો લેઇ પરવરી ને, સમર્યા વૈકુંઠરાય; પવન વેગે સંચરી, આકાશ મારગે જાય. ૨૮ બે ઘડીમાં આવી પોહોચી, શોણીતપુર મોઝાર; તે ઠેકાણે નારદજીએ, મન કર્યો વિચાર. ૨૮ એ જયારે ગઇ ત્યારે, હુંએ મારે જાઉં; તેણે તેનું કામ કરયું, હું ખોટી શીદને થાઉં. ૩૦ નારદ કહેછેચકરને, તું નિકલ્યું ચોકી ફરવા, આવડીવાર સુર

ખ કેમ બેઠું મુજ સાથે વાતો કરવા, ૩૧ નારદ કહેછે ચકરને, ઉઠ રાખ તારૂં ગામ; કાલે પછી ચોરી થશે, તું ન લેઈશ મારૂં નામ. ૩૨ આકાશ મારગે પક્ષીણી, તે વેગે ચાલી જાય; ઓખાબાઈ તો વાટ જુવે છે, મંદીર માળીયામાંય. ૩૩ વાવાયને બારી હાલે, ખડખડાટ બહુ થાય; ચિત્રલેહા પાપણીતે, હજુએ ન આવી આંય, ૩૪ ચિત્રલેહા ચાલીઆવી, મંદીર માળીયા માંય: ભલે લાવી ભલે લાવી, હું જગાડું ભરથારરે. ૩૫

કડવું ૪૪ મું.

રાગ આશાવરી-ઉંઘ્યા પેઉં જગાડીયે, ભર નિદ્રામાંથી ઉઠાડિયે; મન સંગાથે એવાં બીજીએ, બ્રહ્મહત્યા તો શીદ લીજીયે. ૧ ભરથાર પેહેલી ભામની, જે અન્ન રાંધી ખાય; વાગોળ થઇ અવતરે, ઉંધે મસ્તકે ટંગાય. ભરથાર પેહેલી ભામની જે, સુવે સજયા માંય; આંધળી ચાકેરણ અવતરે, પડે મારગ માંય. ૩ ભરથારનું જે કહયું ન માને, આપમતી જે નારી તેતો નારી અવતરે બીલાડી મંજારી. ૪ ભરથારનું જે કહ્યું ન માને કરે તરફોડા કંથ હડકાઈ કુતરી અવતરે એણે માંથે પડશે જંત. ૪ ઓખા કહે છે ચિત્રલેહાને મુંતો બોલે આપ; ફઉ પોહોડયો હોય પારણે, કરડવા આવ્યો હોય સાપરે.

કડવું ૪૫ મું.

રાગ સાખી-સ્ત્રી ચરિત્ર અનેરડાં, કોઈ તણો ન લહે ભરમ; સ્ત્રી શા ામણે ભોળવે, પણ ખોયો પોતાનો ધરમ. ૧ રાગ ઢાળ ઓખા કહે છે ચિત્રલેહાને હવે ન બોલીશ આડું; તું કહેતો

મારા પીઉને પગ ચાંપી જગાડુ. ૧ ચિત્રલેહા કહે ઓખાબાઈ આવડી ઉતાવળી શું થાય; એ મોટાનો કુંવર કહાવે, કાંઈક હશે હથિયાર. ૨ ઓશીકે જઈ જોવા લાગી, તો મોટી એકગદાય; ઉંપાડીને અળગી કીધી ઓખા ચાંપે પાયરે. ૩

કડવું ૪૬ મું.

રાગ મારૂ—મહાબળીયોતે જાગીયો; તેનાબળનો નાવેપારરે; હરૂડ હાક માંરી; કીધો છે હોકારરે. ૧ ધમક ધમક ડગલાં, વાગે ઠારો ઠારરે; આતો નહોયરે ન હોય; મારાબાપજીનું ગામરે. ૨ દ્વારીકામાં વસે સઘળા વૈષ્ણવ જનરે; અહો રાત્રી બેઠા કરેછે; ત્યાં સહુ કીરતનરે. ૩ ભજનનાદ કેરા ચરડકા તે હોય અપારરે. ભુત ભૈરવ જોગણી, અસુર કોઈની નારરે, ૪ ડાકણી છો સાકયણી, કોણ છો બલાયરે; ચિત્રલેહા કહે છે વીરા ખમા ખમા ખમાયરે, ૫

કડવું ૪૭ લું.

રાગ દેવગ્રી—અનિરૂદ્ધ તે જાગીનેપેખે, ભુવનથીઆડનાદેખે; કોણ કારણ અમને લાવીયાં હો, ચિત્રલેહા બોલી શીરનામી. ૧ તમને લાવીછું જાણી,ઓખાને કરો પટરાણી; વર વરવાને અરથે હો, તમને લાવીયાં હો, ૨ તમે નારી છો ધન્ય; દીસોછો કુંવરી કન્યા; પરણુ તો થાય છે અન્યા; કેમ પરણુ હો અસુરનંદની હો ૩

કડવું ૪૮ મું.

રાગ ધાવળ-બાણાસુરની નગરીમાં, ગડગડીયા નીશાનરે; એણુને શબ્દેઅનિરૂદ્ધજાગીયારે. ૧ જાગ્યા જાદવરાય;જુગતી

ન દેખેરે; પેખેરે પેખે અસુરનાં માળીયાં ૨ આતો ન હોય અ મારી નગરી, ન હોય અમારૂ ગામરે. ન હોય ન હોય કનકની દ્વારિકારે. ૩ ન હોય અમારી વાડીરે, અમે રમતા દહાડીદહાડીરે, ન હોય ન હોય પુષ્પ કનકનો ઢોલીયોરે. ૪ અહિંયાં નાદ ઘણાં વાગે, રણતુર ઘણેરાં ગાજેરે, ન હોય ન હોય શંખ શબ્દ સોહામણોરે. ૫ મને કેઈ રંડા લાવીરે, મારીદ્વારકા છંડાવીરે; કેઈ ભામનીયે મુજને ભોળવ્યોરે. ૬ આતો ઉંચા ઉંચામાળ લોઢે જડયાં કમાડરે. રત્નાગર સાગર શે નથી ગાજતોરે. ૭ ચિત્રલેહા બોલી આળરે, તમે જોઇને દેજો ગાળરે, આવ્યા છો આ કન્યા સુખે વરોરે; ૮ ત્યારે અનિરૂધ બોલ્યા વાત, મુછ ઘાલી હાથરે; જાણી જોઈને જાતગળીમાં કેમ બોળીયેરે. ૯મારે વરવો જુગજીવન; અમે પ્રભુ મનરાયનાતનરે, તેમાટેનહીં પરણું દૈતની દીકરીરે. ૧૦ ચિત્રલેહા બોલી વાત, ઢાંકીરાખો તમારી જાતરે, હવડાં વાતો કાઢીસ વડઉવાંતણી. ૧૧ શનકાસુરને મારીરે, સોળ હજાર લાવ્યા નારીરે; તારા સમ જો તારા બાપે એકે નથી પરણીરે. ૧૨ એક લગ્ને વરીયાનવપુછયાંકુળને પરીયાંરે; જાતભાત કોઈની પુછી નહીરે. ૧૩ તારા બાપની જે ફુઈ, અરજુન સન્યાશીને ગઈરે મેં કાઢીને બોલે એવું છે નહીરે. ૧૪ જેણે વાયો વંદ્રાવનમાં વંશ, જેણે માર્યોમામા કંસ, ધાવતાંમારી માસીપુતનારે. ૧૫ ધાવતાં મારી માસીરે કરી રાખી કંસની દાશીરે; કુબજાના કુળની વાતો કહેતાં નથીરે. ૧૬ તારો વડઉવો દધી માંખણનો ચોર, ચાર્યાંવંદ્રાવ-

નમાં ઢોરરે; છાશ પીનેતો ઉછરીયોરે. ૧૭ સત્રાજીતને કાજે રે મણી લેવા ગયા મહારાજરે; ત્યાંથી પરણી લાવ્યા જાંબુવંતી રીંછડીરે. ૧૮ લાંબા નખ ને ટુંકા કેશ, વરવો દીસે એનો વેશરે; ભુંડા મુખના છુંછા ઉપર શું મોહી રહયોરે ૧૯ કહેતો વાત વધારી કહીએ નીકર અહિયાં છાના રહીએરે; પુછો છો તોકન્યાનું કુળસાભળોરે. ૨૦ એનોવડઉવોજુગજીવન, એનો વડ ઉવો લાશનો રાજનરે; ઓખાની માડિ તો ઉમીયા સતીરે ૨૧ હિમાચળની ભાણેજીરે, ગણુપતી તેનો વીરરે: ઉમીયાના અરધાગે ઓખા ઉપનીરે. ૨૨ તારો વડવો જુગજીવન, તેમ એનો વડવો બળીરાજન; એક સમે બળીરાયેજજ્ઞ માંડીયોરે. ૨૩ બળીરાજા જગનનો અધીકારી, તારો વડઉંવો ભીખારીરે સાડાત્રણ ડગલાં માટે કરજોડીયારે. ૨૪ આટલી વડાઈ શાને કરોછો; એના બાપની ભુમીમાં રહોછોરે, કર મહીગુનાકપાળમાં કોઈ ચોઢે નહીરે; ૨૫ કહેતો વાત વધારીકહીયે, નીકર આંહીથી છાના રહાયે; આવ્યા છો તો કન્યા સુખે વરોરે.

કડવું ૪૯ મું.

રાગ ઢાળ-અનિરૂદ્ધ વળતો કોપીયોને, કયાં ગઇ મારિગદાય; તમારાબે જણનાહવે, મારી કરૂં કટકાય. ૧ તમેજાણ્યું અહીંયાં લાવી કર્યું ભલેરૂ કામ: તમને બે જણને મારી, ઉડી જાઉ દ્વારીકા ગામ. ૨ ઓખા ત્યારે થરથર ધ્રુજી વેગે આવી આડ; મારા પેઉજીને હું મનાવું તું લાવી તેં તારોપાહાડરે

કડવું ૫૦ મું.

રાગ સીધાવો-માહારા સોરઠી સુજાણ, મળ્યા મને મેલ-

સોમાં; મારા જીવના જીવન પ્રાણ, મળ્યા મને મેલસોમાં ૧ મારા શરીરના શણગાર મળ્યા મને મેલસોમાં, મારા હૈડા-કેરા હાર મલ્યા મને મેલસોસાં. ૨ મારી સાસુડીના જાયા, મલ્યા મને મેલસોમાં સ્વપ્નેશીદઝાલ્યોતોહાથ, મલ્યામને મેલસોમાં. ૩ તમને દાદાજીની આણ,મલ્યા મને મેલસોમાં તમે ચાલો તો કાઢુ પ્રાણ, મલ્યા મને મેલસોમાં. ૪ ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ; સાંભળસુંદરી; અબળાયે નાંખ્યા બોલ, અમશું ઉંથલડી. ૫ મારા વડવાની વાત, કાઢીને વઢી; ત્યારે ઓખા બોલી વાણ, એ છે દાસલડી, કૈભાંડની તન-યાય, પગની ખાસલડી; ત્યારે અનિરૂદ્ધ બોલ્યો વાણ,હવેહું તને વરૂ. ૭ તમે ગાળો દીધી સાર, મારૂવેરવળીયું; ચિત્રલેહા બોલી વાણ, ગાળો દીધી સહી; તમે બે થયાં છો એક, પર-ણાવું નહી. ૮ પરણુવાની પેર, સઘળી મેં લહી; મનેમળીયા નારદમુન્ય, વિદ્યાશીખવી; ત્યારે ઓખા બોલી વાણ, હવે વારશાની; પરણાવ માળીયા માંય, રાજકુંવરનાહાની. ૯

કડવું પ૨ મું.

રાગ ધોળ-માળીયામાં મીથ્યાઅગ્નિ પ્રગટકીધારે, માળીયામાં દેવતા સાક્ષી લીધારે, માળીયામાં નારદ તુંબર વાયરે, માળીયામાં કળસ કચેરી બંધાયરે. માળીયામાંપેહેલુંમંગળ વરતાયરે, પેહેલે મંગળ શાંશાંદાન અપાયરે; ચિત્રલેહા આપે છે કરની મુદ્રીકાયરે, દાનલેછેક્રૃશ્નતણા સંતાનરે, માળીયામાં બીજું મંગળ વરતાયરે, બીજે મંગળ શા શાં દાન અપાયરે

ચિત્રલેહા આપે છે શોળ શણુગારરે, દાન લે છે કૃષ્ણુતણોસં-તાનરે, માળિયામાં ત્રિજુ મંગળ વરતાયરે, ત્રીજે મંગળ શાં દાન અપાયરે; ચિત્રલેહા આપે છે નવસરહારરે, દાન લે છે કૃષ્ણુતણો કુમારરે. માળિયામાં ચોથુ મંગળ વરતાયરે, ચોથે મંગળ શાંશાંદાન અપાયરે; ચિત્રલેહા આપે છે ગાયોનાં દાનરે, દાન લે છે કૃષ્ણુતણો સંતાનરે માળીયામાંસમે વરતેસાવધાનરે, માળીયામાં આરોગ્યા કંશાર; માળિયામાં ચાર શોભાગ્યવંતી તેડાવોરે, ઓખાબાઈનેસોભાગ્યવંતીકહીબોલાવોરે, માળિયામાં ઓખા અનિરૂદ્ધ પરણીઉઠયાંરે, માળિયામાં સોનઈયે મેરૂ તૂઠયારે.

કડવું પર મું.

રાગ ચોપાઈ ત્રિતાળ-બોલ્યા શુકજી પ્રમ વચન, સાંભળ પરિક્ષિત રાજન; મળિને બેઠી બેઉ સઈયર નારી; બોલી વચન કૌભાંડ કુમારી. ૧ સુખ ભોગવો સ્યામાને સ્વામી, ચિત્રલેહા કહે શિરનામી, બાઇ તું કરજે પિઉનાં જતન, રાંકહાથેઆવ્યું રતન. ૨ વરકન્યા સુખે રહેજો, બાઇ મુજને જાવા દેજો; અન્ન બેનું આપે છેરાય ત્રીજું માણસ કેમસમાય, ૩ તમોનરનારી ક્રિડા કીજે, હાવે મુજને આજ્ઞા દીજે; બોલી ઓખા વળતી વાણી મારી સૈયર થઈ અજાણી. ૪ હવે સતીઓખાળાવળતી ભાખે, બાઇ કેમ જીવુંજ પાખે; આપણુ બે જેણુ દિન નિરગમશું, અન્ન વંચીને જમીશું. ૫ દુઃખ થાશેતો દઈશું થાવા પણુ નહીં તુજને જાવા; બેની હુંતો રહીશ ભુખી, તુજને

નહીં થવા દેઉ દુઃખી ૬ હું તો આપીશ મારો ભાગ, હમણું નથિ જવાનો લાગ; માબાપ વેરિ છે માહારા, મેં તો ચરણુશે-વ્યાછે તમારા. ૭ તુજ ઘેર ન જવાય, જાણ્ય બાણાસુરને થાય; ચિત્રલેહા કહે સુણ વાણિ મારિસૈયર થઇ અજાણિ ૮ પ્રધાન પુત્રિ કહેવાઉં છું માત્ર. હું છું બ્રહ્માણિનું ગાત્ર; તુજઅ-ર્થે લીધો અવતાર, મેળવ્યાં નારિ ભરથાર. ૯ એમ કહી કરિ પ્રસન્ન; ચિત્રલેહા ગઇ બ્રહ્મ સદન; ઓખાયે આંખડિ ભરિ, કંથે આસવાસના કરિ. ૧૦ સ્વામીઆશાબાધિનારિ, પછી ચિત્રલેહાને વિસારિ; જે દહાડે તુજને સ્વપ્ન, તે દહાડે મુજને સ્વપ્ન, ૧૧ જાણે પરણ્યો છું ઓખાનારિ ઉઘાડિ મેલીતી બારિ; બેને સરખિ વિજોગની પિડા; નરનારિ કરે કામ કીડા. ૧૨ બેની ચડતી જોબન કાયા, પ્રિતબંધને બાધી માયા; નેહ જણાવે છે ઓખા નારિ, રમે અનિરૂધ કુંજબિહારિ. ૧૩ જે જોઈયે તે ઉંપર આવે, ભક્ષ ભોજન કરેમન ભાવે; પહોચ્યોઓખાનો અભિલાખ, પછી આવ્યો અસાડ તે માશ. ૧૪ આવ્યો વર્ષાકાળનો દન, મેહ ગાજે વરસે બહુપરજન્ય; બોલે આકાશે વિજળિ કરિ, બોલે કોકિલા વાણિ મધુરિ, ૧૫ મહાતપસીનાં મન ડોલે, ત્યાંતો મોર બપૈયા બોલે; તેમ મરદન કરે છે અંગે કેશરચંદન અરચ્ય રંગે. ૧૬ આંખે અંજન આભણુ શાર, કરે તંબોળ કેરા આહાર; તપે નિલવટ ચાંદલો તેવો, ચંદ્ર શરદ પુનમના જેવો. ૧૭ શિશફુલ સેંથો સીંદુર, તેણેમોહયોઅ-નીરૂધ સુર; કાને ઝાલઝમકતી જોઇ, કામકુંવર રહયોછેમોહિ

૧૮ નાકે સોહિયે મોતીનીવાળી,તેનેરહયોઅનિરૂદ્ધનિહાળી મોહયો મોહયો ભ્રકુટીને જોડે મોહયો મુખને મોડે. ૧૯ મોહયો મોહયોં છું ટીલાવટે મોહયો મોહયો કેસ કલ કે; મોહયો મોહયો ઘુઘરીને ધમકે, મોહયો મોહયો ઝાંઝરનેઝમકે૨૦દીઠું મેડીયે સુંદર કામ, તેણે વિચાર્યું દવારીકાં ગામ; ઘણું ભક્ષભોજન કરે આપ તેણે વિસાર્યાં માનેબાપ ૧૧ પામ્યો અધરામૃત પકવાન; તેણે વિચાર્યું હરીનું ધ્યાન; ઓખાસુખતણે સાગર, તેણે વિસાર્યો રત્નાગર. ૨૨ અનિરૂદ્ધનીચાલેછેગમતી નારી હાડે નરનેનમતી; નારનારી મુખે ઓચરતા હીંડે ઓખાની પુંઠળ ફરતા. ૨૩ ઘેલો કીધો મરજાદામેલી, નવસુજે દીવસ કે રેણી; રાત દીન નિરગમે છે રમી, ચાર આંખે ઝરેછે અમી,૨૪ સુખબુધ તો વિસરીતહી, એટલે ચોમાસું ગયુવહી

વલણ-ચોમાસું તો વહી ગયું, આવ્યો આસો માસરે; કન્યા ટળી નારી થય, ઓખા પામી સુખ વિવાસર.

કડવું પ૩ મું.

રાગ મલાર-વર્ષાઋતુ વહિ ગઈરે, રમતાંરંગ વિલાસ; સુખ પામ્યા ઘણું રે એટલે આવ્યા અશ્વીન માસ. ૧ એક સમે સૈયર આવી સરદપુનમની રાત; માણેકઠારી પુરણીમારે,ઊત્તમ દીસે આસો માસ. ૨ ચંદ્રમાને કીરણેરે બેઠાં હીંડોળે નરનાર હાશવિનોદમાંરે, કરતાં વિવિધવિલાસ. ૩ રક્ષક રાયનારેતેણે દીઠી રાજકુમાર; કન્યા રૂપ ગયુંરે, ઓખા દીસે હવેનાર, ૪ ચીત્રલેહા ક્યાં ગઈરે, એકલી દીસે છે ઓખાય; રાતી રાતી

આંખડીરે; ફુલ ફુલી દીસે છે કાય પહિડેશિરઢાંકતિરે, શકે થયા છે નખપાત; અધરપે શાંમતીરે કોઇક પુરૂષ દંતનો ઘાત ૬ સેવક સંચર્યોરે એવો દેખીને દેદાર; મંત્રિ કોભાંડનેરે, જઈને કહ્યા સમાચાર. ૭ મધાન પરવર્યોરે, જયાં છે અસુર કેરો નાથ રાયજી સાંભળોરે, મંત્રિ કહે છે જોડી હાથ. ૮ લોકીક વરતારે, કાંઇક આપણુને લાંછન; જીભ્યાછેદીયેરે, કેમકહીયે વજજર વચન, ૯ બાળકી તમતણીરે તેતો થઇછેનારિરૂપ; વાર્તી સાંભળિરે, આસનથિઢળિયો ભુપ. ૧૦ ધ્વજાભાગિપડિરે એતો અમથિ અકસ્માત; બાણ કોપ્યોઘણુંરે મંત્રિસાંભળિ શાચી વાત. ૧૧ શિવે કહયું; તે થયુંરે તારિ ધ્વજા થશેપતન તે વારે જાણજેરે. રિપુ કોઈક થશે ઉત્પન્નન ૧૨ જાઓ મંત્રિ તમારે, જુઓ પુત્રિ કેરિ પેર; તેને કોણ જાણે નહિરે તેમ તેડિ લાવો ઘેર૧૩ પ્રધાનપરવર્યોરે, સાથેડાહ્યાડાહ્યાજન; ઓખાને માળિરે, હેઠે રહિને કહે છે વચન. ૧૪ કઊભાંડ આચર્યોરે, ઓખાજી દીયોને દરશાન; ચિત્રલેહા કયાં ગઈરે, ચાલો તેડે છે રાજન. થરથર ધ્રુજતિરે, પડી પેટડીઆમાં ફાળ; શું થાશે નાથજીરે, આવી લાગિ મહાજાળ. ૧૬ તમે રખે બોલનારે નાથજી દેશોમાં દરશાન; મુખ ઉટિ ગયુંરે. ઓખા નિર ભરે લોચન ૧૭ બાળા બહુવ્યાકુળરે; કાંઈકદળિકેળ વરણ; કશાણ કત્યા વીનારે, કંચુકિ પેહેરિ અવળે વરણ. ૧૮ બારિઓ બાળકીરે. ઉભી રહીને ત્યાં; આવી કોભાડે કુંવરિનેરે ભયંકર વચને બોલાવી. ૧૯ ચીત્રલેહા કયાં ગઈરે, તું એકલડી દાસે

બાળ; કન્યારૂપ ક્યાંરે, ખીજશે બાણાસુરભુપાળ, ૨૦ શરીરસંકોચતીરે, કરતી મુખડા કેરી લાજ; ઘરમાં કોણ છેરે, મુજનેસાચુકહોનેઆજ, ૨૧ગળસ્થળકળકરધરીરે,કોઈ પુરૂષ દંતનો ઘાત; શણગટ તાણીરે. બોલી ઓખાભાગી વાત ૨૨ દીલ સારૂ નથીરે; ચિત્રલેખાએ કીધું સયન; તેથી હું અકળાણીરે દુખથી નીર ભર્યું લોચન. ૨૩ મંત્રીઓચર્યો રે, ઓખા બોલીઆળપંપાળ; હેઠા ઉંતરોરે,નહીંતોચ્હડીનેજોઈશું માળ ૨૪વલ્લણ-માળ જોઈશું તમતણો, ભાગશે તમારો ભારરે; એવું જાણીને ઉંતરો, રાય કોપ્યા છે અપ રરે.

કડવું ૫૪ મું.

રાગ સામગ્રી-કન્યાયેકરોધજણાવીયો, હોકાટયો પ્રધાન;લંપટબોલંતો લાજે નહી, ઘડપણે ગઈ સાનકન્યા૦૧ પાપીપ્રાણ લેવા કયાંથી આવિયો, બોલતો ક્ષુદ્રવચન; એવાતસારૂકીધી લઈશે, જીભજોડીછેદન.કન્યા૨ હુંતોડાહયોદાનવતુને જાણુતી ભારેખમરેકઉભાંડ; એવું આળ કોને ન ચડાવીયે, ભાગીપડેરે બ્રહ્માંડ કન્યા૦૩ કહેવા દેને તું મારી માતને, પછી તારી વાત હત્યા આપુ તુજને, કરૂજંપાપાત. કન્યા૦ ૪ કંઉભાંડ લાગ્યો પછી કંપવા, પુત્રી પરમ પવીત્ર; પછી કાલાવાલા માંડિયા,ન જાણ્યું સ્ત્રી ચરિત્ર કન્યા૦ ૫ બાઈરાજાએમુજનેમોકલ્યોલોકે પાડયો વિરોધ; ઓખા પુછવા માટે, આવડોશોકરોધ કન્યા. ૬એવુંકહેતાંસેવકમોકલ્યોબાણાસુરનીપાસ;રાજાએમંત્રીને કહાવીયું, જુઓ ચઢીને અવાસ,કન્યા૦૭કઉભાંડકોપકરીને

ગાજ્યો, વજડાવ્યાંનિશાન; માળીએથી બંનેઉતરે,બાણા-સુરની આણ, કન્યા૦ ૮ દાસને, આપી આજ્ઞા, સ્થંભ કરોને છેદન; ઓખાએ આંસુડાં ઢાળીયાં, ચંપાશેસ્વામીન કન્યા- ૯ હોકારો અસુરનો સાંભળી, ઉભો થયોઅનિરૂદ્ધ; મેઘનીપેરે ગાજ્યો,કંપીનગરીબુધ્ધકન્યા, ૧૦ મંત્રી કહે સુભટસાંભળો કોઈ જોદ્ધોબોલ્યો આંહી; આપણા નાદઉઠીયો,મેઘશબ્દથી સહી. કન્યા. ૧૧ ઓખાએ નાથનેબાથમાં ઘાલીઓશું જુવો છો વહી; મરડી જુઓજુધને, હવડાંજાઉં કહી. કન્યા.૦ ૧૨ આસો ઉઘમ વઢવાતણો, નથી બાપનું ધામ;દાનવનેમાનવ જીતે કહીં નહોયરૂતુસંગ્રામ, કન્યા. ૧૩ નાથ કહેસુણસુંદરી વાત સઘળે થઈ; હવે ચોરી શાની આપણે, બેશીયે બારીજઈ. કન્યા. ૧૪ વલણ—જઈબેઠાં નરનારી બંન્ને, વાત વિપીત કીધીરે; છજે ભજે કામ કુંવરી; ઓખા ઉછંગે લીધીરે.

કડવું ૫૫ મું.

રાગ રામકળી-જોડી જોવાને જોદ્ધ મળીયા ટોળેજી, ઓખા બસારી અનિરૂધ ખોળેજી; કંઠમાં બાવલડી ઘાલી બાળાજી, દેખીને કઊભાંડને લાગી જવાળાજી. ૧ ઢાળ—જવાળાપ્રગટી ઝાળ પ્રગટી, સુભટ સૌ જોવા મળ્યા; મંત્રી કહે ભાઈ સબળ શોભે, જેમ હરી ઉછંગે કમળા; ૧ લઘુસ્વરૂપને લક્ષણવંતો આવી સુતાસંગ બઠો જયાં પ્રવેશ નહી પંખીતણો તે, માળિ ચીમાં કેમ પેઠો. ૨ નીશંક થઈનેછજેબેઠાં,નિર્લજ નરનેનારી હાસ્યવિનોદ કરે ઘણો ને, લજ્યા ન આણે મારી, ૩ ઓખાચે

અપરાધ માંડયો, ધાઈ ધાઈ લેછે સોઈ; પ્રધાન કહે એ પુરૂષ મોટા કારણ દીસે કોઈ. ૪ અંબુજ વરણીઆંખલડીને, ભ્રકુટી રહી ખમખમી; રોમાવળી વાંકી વળાં, વઢવારહયો ટમટમી ૫ માળ ઘેર્યો સુભટ સર્વે, બોલે છેઆનંદ; અહો વ્યભિચારી ઉતર હેઠા, એમ કહેકુંભાંડ. ૬ અલ્પઆયુશનાધણી, જમ-પુરીના માર્ગ સત્ય; અસુર સરીખા રીપુ માથે, કેમ થઇ બેઠા સ્વસ્થ, ૭ બાણ રાયની દીકરી, તેને ઈદરે ન થાય આળ; તે રાજકુંવરીની સંગે તું ચઢીને બેઠો માળ ૮ સાચુ કહે જેમ શીશ રહે, કોણ નાત કુળને ગામ; યથાર્થ તું ભાખજે. કેમ સેવ્યું ઓખાનું ધામ, ૯ અનિરૂધવળતીબોલીયો, સાંભળો સુભટ માત્ર; ક્ષત્રીનંદન હું ઇચ્છાયે, આવ્યો બાણનો જમાત્ર ૧૦ મંત્રીકહેઅલ્યાબોલ્યવિચારી, ઉંતરસેઅભિમાન, જમાત્ર કોનો બાળકો. કોને દીધું કન્યાદાન. ૧૧ અપરાધ પુરણઉતર હેઠો, તનેબાણરાયની આણ; આદાનવ તારા પ્રાણ લેસે, મર્ણ આવ્યું જાણ. ૧૨ વિચાર જાણે જીવ્યાનો, જોપડયોવરાંસેચુક સીંહ હોંયતો હાંકે ઉઠે પાણ દીસે છે જાંબુક ૧૩ બેઉં જણાને જોઈને, પાછો ચાલ્યો કૌભાંડ કૌભાંડનું વાકયસાંબળીબોલ્યો બળીરાજાનોતન, ૧૪ સાંભળતામાંચારલાખયોદ્ધા, મોકલ્યા તતકાળ; તે ઓખાયે દીઠા આવતા, પડી પેટમાં ફાળ ૧૫

કડવું ૫૬ મું.

રાગ પરજ—કામનીયે જ્યારે કટક દીઠું ઓખા થઈ નિરાશ; અરે દૈવ આશું કીધું, મારા મનમાં હતી મોટી આશા૧વાલા

કેમ વઢસોરે વઢસો, મારા પાતળિયા ભરથાર; વાલા૦ ૨ ટેક અરે પિયુ તમે એકલા. કરમાં નથી ધનુશ્યનેબાણ; ઓપાપી પીતાકોપીયો, તે લેસે તમારા પ્રાણ, વાલા૦ ૧ આછી પોળી ઘીયેઝબોળી, માંહે આંબારસઘોળી;તમેજમતાહું પીરસતી, ભરીકનક કચોરી. વાલા૦ ૨ આલોટે પાલેટે અવનીપર રૂદન કરે અપાર; બોલાવી બોલે નહીં, નઈણે વરશે આંસુ નીધાર. વાલા૦ ૩ વળી બેઠા ઉઠેને વલ્લી, થાય વદન વીકાસાણુ વીર તીર બાણુ જ્યારેછુટશે, સહેસો કેમ કોમળ શરીર. વાલા૦ ૪ મારા માતપિતાનેપાણુથયુંનેકાટકમોકલ્યું પ્રૌઢ; પાપી બાપે કાંઈ નવ જાણ્યું, બાણાસુર મહા મુઢ વાલા૦૫

કડવું ૫૭ મું.

રાગ ઢાળ--ઘેલી નારી કાલાવાલા, જે કરો તે ફોક; અમો એવું જુદ્ધ કરીયે, તે જાણે નગરના લોક. ૧ તું જાણેપીઉએ-કલાને, હાથ નહીં હથિયાર; તારા બાપે ચારલાખ મોકલ્યાતે મારે મન છે ચાર. ૨ તું જાણે પિઉ એકલાને, કરનથીધનુષ્ય ને બાણુ; એક ગદા જયારે ફરસે ત્યારે, લેઈશ શરવના પ્રાણ ૩ ચિત્રલેહા ચતુર નારી, વિધાત્રીનો અવતાર; ઓખાયેનેધ્યાન ધરીયું, આવી માળિયામોઆર. ૪એવું કહીનેજોયુંસજયામાં ગદા તો નવ દીઠી, ચમકીને પુછયું ચિત્રલેખાને, અંગ લાગી અંગીઠી, ૪ ચિત્રલેખા કહે મહારાજહું તોચતુર થઈ નવચુકી મેં જાણ્યું મને મારશે, ગદા દ્વારીકામાં મુકી. ૬ અનિરૂદ્ધ કહે શાંને વઢું, મારે હાથનથીહથિયાર;ચિત્રલેખાયેનારદસંભાર્યા

માળીઆ મોઝાર. ૭ નારદ કહે મુજનેકેમ સંભાર્યો. કો માંડ
કેરીતન, મહારાજજુધ્ધેચઢેઅનિરૂધ.દીએ આશીર્વાદવચન.
૮ નારદે આશીર્વાદ દીધો, શોભાગ્યવ તી ઓખાબાઈ; ભલો
ભલો પુત્રપ્રદયુમનનો, ચીરંજીવીઅનીરૂધભાઈ૯ભલોતું પુત્ર
પ્રદયુમનનો, વીરઘણો વીકાળ; અંતરીક્ષ ઉભો હું જોઉં છું
આણુ સરવનો કાળ. ૧૦ અહ્યાપણી વારતો બેશી રહયો ને,
વાત તણું નહી કામ બૈરા માંબ'કરીથો બાંધી, તંબોળ'તું બા-
પનું નામ. ૧૧ અનિરૂદ્ધ કહે શાને વઢુ, હથીઆર નથી કાંઈ
એક; જોદ્ધા આઝા જોર કરેછે ત્યાં શો કરવો વિવેક ૧૨ નારદ
કહેછે ઓખાબાઈને, તું આઘ જગતની માત; તારૂ સમરથ
હોય જેટલું, તે આપ સ્વામીને હાથ. ૧૩ ઓખાયે એક ભુ-
ગળ લઈને કાહાડી આપી ઘરમાંથી બાહાર; સ્વામીના કરમાં
આપી, તેમાં હજાર માણનો ભાર. ૧૩ વીર ત્રિકાશી ભોંગળ
લીધી, માળીયામાંથી ધાય; ચાર લાખ જોદ્ધા તરવરીયાં તે
સામો જુધ્ધે જાય. ૧૫ ગેડીં ગુ'તી ફરશી તુંબર છુટે ઝાંઝાં
બાણ; માળીઆને ઢાંકી દીધું જેમઆભલાં આમાં ભાણ. ૧૬
આવતાં બાણ એક ઠોકરીને, પાછાંનાંખે બાળ; ઉંચેથીઆવી
પડે તે, આણે સરવનો કાળ. ૧૭ ભડક લઇને ભોંગળ મારી,
અનીરૂધ્ધે જેની વાર. તે અણુકારા કરતી આવી; તેણે કર્યો
સંહાર. ૧૮ અનીરૂદ્ધ કેરો માર ઘણો તે, જોદ્ધાથી ન ખમાય
મારી કટક સરવે કટકા કીધું, આપે નાઠા જાય. ૧૯ રહો રહો
શા માટે નાશો, કાં થાઓછો રાંક; હું તમારા કાજઆવ્યોછું

મારો નકાંઢો વાંક. ૨૦ અંગ ધરૂજે કાંઈ નવ સુજે, આવ્યા રાયની પાસ; બાણાસુર બેઠી રહયોને કટ કરતું સૌ નાશ ૨૧ જોદ્ધા સહુ નાશ થયાને, ચોર નાઠો સાર; તમને આવ્યો સંભળાવવા, ઘણું કરીપોકાર. ૨૨ નાશ રાજાભુંગળ આવી; પ્રાણ તાહારો જાય; બાણાસુર પડ્યા ઘાભરા, દેવ આને શું કહેવાય. ૨૩ બીજા રાયે છ લાખ મોકલ્યા, જઈ કર્યો સંગ્રામ મારી બાંધી લાવો કહું છું, એને તોઅ ઠામ. ૨૪ જોદ્ધા આ; વ્યા જોરમાંતે. કરતા મારો માર; છ લાખ આવી ઉભા રહ્યા, તેના બગ તણો નળી પાર. ૨૫ કોઈ એક ને બે જોજન, ઉંચા જે કહેવાય, કોને માથે શીંગડાંને,લોચન ઉદર,માંય, ૨૬ ખડગ ખાડાં તુંબર ફરશી, ગોળી હાથે નાળ;તોપ કરચ ગણ માલા બરછી મુદ્ગરને ભીંડી માળ. ૨૭ સાગ ગેડી ગુપ્તી ગદાને ઝળકતી તરવાર; બાણાસુરના યોદ્ધાતે કરતા મારે માર. ૨૮ કાંઈક કચરઘાણ થયાને;કંઈકના કડકાય; કુંભસ્થળ ફાટીગયા ને, પડયા પૃથ્વી માંય, ૨૯ અનિરૂધે પછી વિચારી,ગદાપડી છે ધરણુ, જોદ્ધા આવ્યા જોરમાંને. કેમ પામશે મરણ ૩૦ પછી પડતું મુકયું પૃથ્વી ઊપર.ગદાલીધી હાથ; ગોળ ચકરની પેરે સેજે, સૌ સંહારયા સાથ. ૩૧ કોઈ જોદ્ધાને ઝીકી નાંખ્યા ઝાલ્યા વળતી કેશ,કોઈને અડ બોથ મુકીને; કોઈને પગનીઠેસ ૩૨ કોઈનાં પાઢાં ભાંગી નાખ્યા, હાથની ઝપડાકે;કોઈ ને મારી ભુકો કીધો, ભુંગળને ભડાકે, ૩૩ એમ હુલ્લડ કરયું નેત્રાસપડીયો, ખુમરાણ બહુ થાય,છલાખ ચકચુર કરીને, ગયો મા-

ળિયામાંય. ૩૪ નાઠા જોદ્ધા વેગે ગયા. જ્યાં છે બાણાસુર રાય નાશ રાજા ભું ગોળ આવી, પ્રાણ તારો જાય. ૩૫. ને હે નાહો કોઇ ન્હાનો કુંવર, દીસે છે કોઈ બળિયો; ઘણીવારનો જુદ્ધ કરે છે, કોઇનો ન જાય કળિયો, ૩૬ કોભાંડને તેડાવી પુછ્યું હવે શું કરવું કાજ; આટલે છોકરે નીચું જોવરાવ્યું, ધીકધીક મારૂ રાજ. ૩૭

કડવું ૫૮ મું.

રાગ બિભાસ—મતબાલો મહાલે માળમાં, જઈ જોદ્ધાએ સભામાં સંભળાવ્યું; કોભાંડને વ્હીયો કાળ, મતબાલો મહાલે માળમાં. ૧ જુગ જીત્યુ પણ કાંઈ નવ દીઠું. સ્વરગ મૃત્યુ પાતાળમાં; કહો કોભાંડ હવે શું કરવું, મારો ભાગ્યો ભાર ભુપાળમાં. મતબાલો. ૨ સહુસેન્યાનું સામર્થ ભાગ્યું. બહુ બળ દીઠું છે બાળમાં રે; દશ લાખનો દાટજ વાળ્યો. હજી છે વઢવા ની ચાલમાં રે મતબાલો. ૩ કહો પ્રધાન હવે શી વલે થાશે, બાણ પડ્યો જંજાળમાં રે; રાતમાં જઈને રોકી રાખો, નાશે પ્રાતઃકાળમાં રે મતબાલો. ૪ ત્રિખિયારે વળગ્યો તે નહિં થાય અળગો, જેમ માખી મધજાળમાં રે; બાળકબકરીને શાને આસરો, તેમ જોવા સીંહની ફાળમાં મતબાલો. ૫ એ બાળકને જે બાંધીલાવે, તેને વધાવું રતન ભરી થાળમાં રે: સીંહપણ વેરાઇ ગયું ને થયું સંગ્રામ શીઘ્રમાં રે. મતબાલો. ૬

કડવું ૫૯ મું.

રાગ શોરઠ—કોભાંડ કહે તુ સાંભળ રાજા, કહું એક સાચો

મર્મ; એ ભુંગળે દશ લાખ મારયા,તેણે ન રહયો તારો ધર્મ. ૧ અચરજ એક લાગે છે મુજને, પડી અસંગે વાત;એક ભોંગળે દશ લાખ માર્યા, કધો મહા ઉતપાત. ૨ પુર્વે મેં તને પિછવ્યો, અહંકારે થયો તું અંધ;અહંકારે લંકા ગઈરણ રોળાયો દશકંધ. ૩ અહંકાર ચંદ્રમાયે કરયો, તેને રોહીણીશું સંજોગ; છવીશ નારી પરહરી, માટે ભોગવે ખઈરોગ. ૪ એવાં અહંકાર હું અનેક કહું, સાંભળને ભુપાળ; વાંક કેઈનો કહાડીયે નહીં, પણ ફુટયું તારૂં કપાળ. ૫ અહંકાર તુજબાપે કર્યો, જેણે જીત્યા દશ દીગપાળ;વામનરૂપ વીઠલે કરીને,બળી ચાંપ્યો પાતાળ ૬ અહંકાર કોઈનો છાજયો નહીં, ગર્વ ન કીજે રાય; ગર્વ કોઈનો રહયો નહીં, તમે વિચારો મન માંય. ૭ પેહેલી ધ્વજા ભાગી પડી, વરસ્યો રૂધીરનો વરસાદ; નક્ષત્ર તુટીને પડયું ને થવા માંડ્યો ઉતપાત. ૮ હવે તતબર થઈને સેન્યા સંભાળો,બેઠનું નહીં કામ;દશ દીશા તું જીતીનેઆવ્યો,છોકરે બોળ્યું તારૂં નામ,૯રાય પેહેલો મેં તુને પ્રિછવ્યો, પ્રતાપ તારો પ્રતક્ષ; આ સમે એ વીલોકતામાં, ઉદય પામ્યો અસ્ત.૧૦સ્વર્ગ મૃત્યુ પાતાળમાં,કહેવાયોતું એક;તરણાવેત તુજને કરયો, એ છોકરે છેક ૧૧ વચન એવું સાંભળીને, રાયની ગઈ છે સુધ ને સાન; સ્થુળ અંગ દેખી રાજાનું, પછી બોલીયો પ્રધાન ૧૨ કોભાડ કહે તું સાંભળ રાજા પ્રાક્રમ તહારૂં પ્રચંડ;શશા ઉપર સીંહ અખંડ છે, તેમ પૃથ્વી કરૂં શતખંડ ૧૩ કહો તો એને બાંધી લાવું એમાં તે કેટલુ કામ;

શોણીતપુરના સુભટ કેરા, અનઃ ટાળુ શામ. ૧૪ વાત રળી-યાત થયો વચન સાંભળી. આપ્યાં સહુ શણગાર; તું મારોવડો બાંધવ, આ તારો સરવ ભંડાર. ૧૫ જાઓ વીત તમો વેગે જ-ઈને. કરી આવો શુભ કામ; વધામણી વહલી મોકલજો. પેલા શત્રુનો ફેડી ઠામ. ૧૬ વચન શીશ ચઢાવીને ઊઠયો, તેણે કીધો સૌ શણગાર; સેન્યા સઘળી સજ કરી, તેની શોભાનો નહીં પાર. ૧૭ માહ્યા મોટા ગજ ગીરીવર સરખાં, મદગળીત કહે-વાય; હીરા માણેક રત્ન જડીત અંબાડી, તેની જ્યોતે રવી ઢંકાય. ૧૮ સુર્યવંશીને સોમવંશી; પાખરીયા કેકાંણ; મોરડે મોતી જડીત તેને; હીરા જડીત પલાણ. ૧૯ અનેક અશ્વહો રીયા આગળ ગણતાં ન આવે પાર. અનેક પાલખી રથ ઉં-ટાસને, તેણે સુભટ થાય અસ્વાર. ૨૦ સીંહલદ્વીપના હસ્તી મોટા તેને જડ્યાં માણેક અપાર; મેંઘાડમર છત્ર ધરને, તેણે મંત્રી થયો અસ્વાર. ૨૧ નગારાંની તો ઘોંશ વાજે, શરણાયોનાતુર; સેન્યા સઘળી પરવરી, જાણે સાગર આવ્યું પુર. ૨૨ નારંગે જા કવચ ભાથા, કરતા મારો માર; માળીયા આગળ ઉભા એટલે ઓખા કરે વિચાર. ૨૩ સ્વામી તમારા મનમાં આવે તો, કહું વિનતી આજ; ચિત્રલેહા દ્વારકાં લેઈ જાય તો, સીજે સઘળું કાજ. ૨૪ વચન સુણીને જવાળાલાગી, ચઢી અનિરૂદ્ધને રીસ ચરણ કેરી આંગળીથી, જવાળા લાગી શીષ. ૨૫ યુદ્ધ વિષે સનમુખ રહુ તો, ન લાજે મારો વંશ; બાણાસુરને એણીપેરે મારૂ, જેમ કૃષ્ણે માર્યો કંશ. ૨૬ એવા માંહે જોદ્ધા આવ્યા,

દેવા લાગ્યા ગાળ; કરે ધ ચ્હડયો બહુ કામ કુંવરને, કીધી ઇ-
ચ્છા દેવા ફાળ. ૨૭ વલણ—ફાળ દેઉ અંત લેઉ, હોકારો તવ
કીધોરે; ઓખાએ અનિરૂદ્ધ માગીયા માં,ઉંચકી દંડવત કીધોરે

કડવું ૬૦ મું.

રાગ ભુપાળ—ઓખા કહે કંથને એમ ન કીજે, બળીઆશું
વઢતાં બીજે; એ ઘણાને તમો એક જાતે. સૈન્ય મોકલશે મારા
તાતે. દૈત્યને વાહન તમો પાળા, એ કઠણ તમો સુંવાળા;એને
તોપેકવચનેબકતર,તમારેઅંગે પીતાંમર. દૈત્યને સાંગ્યનેબહુ
ભાલા, પ્રભુ તમો છો ઠાલામાલા, આતોમસ્તાનબહુબળીયા
તમો સકોમળ પાતળીયા પેહેલું મસ્તક માહારૂં છેદોસ્વામી
પછી અસુરને ભેદો; તમારી દેહદેખીનેહુંતોમોહું,નેતરે જુધ્ધ
કર ૫ કેમજોઉં,મુવાદૈત્યકરેહોકાગ, પ્રભુપ્રમાણ કંપેછે મારા;
ઈચ્છા અંતરમાં પેઠીદૈત્યે મંગિયુંલીધુંલુટીવણોકરોધીવિ-
રોધા છે બાણ, હાકે ઈન્દ્રનુ જાયે આશાન; જનસ્થંભે તાતની
હાંકે, બાગ સેન્ય ચઢાવી છેચાંકે. જેને નામે તે મેરૂ હાલે.ચક્ર
ધારીસરખે નવ ચાલે; ક્ષત્રી સાથ રહેછે બીતો,તમે કેઈપેરેએને
જીતો. મંત્રી રહયોછેદંતજ કરડી, શું ધાઓછો મરડી મરડી;
કંથ કહે ન કરૂ સંગ્રામ, નાશી પેઠાનો કીયો ઠામ.હવે જીવ-
તા છુટવું નહીં, સેન્ય આવીયે સામા થઇ; નથીઉગારવાનોઉ-
પાય, ત્યારે ભય પામે શું થાય. નાઠેલાંછન કુળમાં, છે શામને
લાંછન મુળમાં; વહુવરવા જે મણીધર ન ડોલે તો અગશીયાં
તોલે ઘન ગાજેકેસરીદેફાળ,નાઉછળેતોજાણવો શીયાળ;ક્ષત્રી

શોંઢે દખીને દળ; નશાંઢે તો જાણવો વિંઢળ; હાકે વાઘન માંડે કાન તો જાણવો નિશ્ચે સ્વાંન. ઘરમાં જોદ્ધા કો રહે પેશી, તો ચરણ વીન નો રહે બેશી. એમ કહીને ઓખા અળગી કીધી, ભડ ગાજયો ને ભોગળ લીધી; અસુર સેન્યામાં જઈને અડીયો, છજેથી કપીના પેઠે પડિયો, જેમ ચંદ્ર પેશે વાદળમાં, તેમ અનિરૂદ્ધ પેઠો દળમાં; વાદળ ચંદ્રને લે જેમ વીંટી, તેમ અનિરૂદ્ધને લીધો વીંટો. અસુર કહે એ માનવી કશું, મહુલીં હમાં બગલું તશું; જો મુગટ મંત્રીને ચરણે ધરે, તો તું મત્યુ થકી ઉગરે તેનાં એવા વાયક સાંભળી, અનિરૂ ધાયો હોકારો કરી; નાખે દૈત્ય ખાડાં મુગદલ, તેમ વિષ્ણુ નાંખે ભોગળ. વીસ સહસ્ર અસુર સો તુટયા એકીવારે બહુ શર છુટયાં; આયુદ્ધ ધારા રહી છે વરસી, છુટે પરીઘ આયુધને ફરસી થાય દાનવ ટોળેટોળાં વરસે ભીંડીમાળને ગોળા; બોલે દુદંભીના ગડગડાટ. થાય ખાંડાનણા ખડખડાટ. હાકે હસ્તીને પાડે ચુચવાટ, રથ ચક્ર વાજે ગડગડાટ; હોય હયના ઘણા હણહણાટ. દેખી દોહલ્યા નાથનો ઘાટ. થાય ઓખાને ઉચાટ દેમે દોહલો નાનો ઘાટ; પછી દાનવનો વાળ્યો દાટ, અનિરૂદ્ધે મુકાવીવ ટકોઇ ઝીકયા ઝાલી કેશે કેઇને ઉંડાડયા પગની ઠેશે; કોઈ હણ્યા ભોગળને ભડાકે, કેઇના મોંભ ગ્યાં લપડાક કોઈને માથા વાગ્યા ભય, કોનાં નાક વાઢયાં ટચ; કોઈ અધકચરા કોઇ પુરા, સારી સેન્ય કર્યું ચકચુરા. તે રણમાં ભયાનક ભાશે, બળ દેખી ઓખા ઉંલ્લાશે; મે તો આવડું નોહોતું જાણ્યું ચિત્રલેહા યે રત્નજ

આણ્યું. થાય પરશેવો અનિરૂદ્ધને દીલે, પોતાનાવસ્ત્રમાંઓ ખા ઝીલે; ભડ ગાજ્યું ને પડ્યું ભંગાણ, નાઠો કૈભાંડ લેઈને પ્રાણ. થઈ બાણાસુરને જાણ, એક પુરૂષેવાગ્યોઘાણ; અસુરને ચઢયો બહુ કોપ સજ્યાં કવચ આયુદ્ધને તોપ વાગી હાકને ચઢીયો બાણ; તે તો થઇ ઓખાને જાણ.

વલણ--જાણ થયું તે તાત ચઢીયો, કેણ જીતસે સહસ્ત્રહાથરે; ઓખા આંખ ભરતી રૂદન કરતી, પછીસાદકરતીનાથરે.

કડવું ૬૧ મું.

રાગ સામગ્રી--મારા સ્વામીહો ચતુરસુજાણ, બાણદળઆવ્યુરે જાદવજી; દીસેસૈન્યા ચારે પાસે, હવે શું થાસેરેજાદવજી એતો બળિયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી; સામો દૈત્ય છે કુપાત્ર, માટે હરીને હીંડોરે જાદવજી. આ દળ આવ્યું બળવંત. દીસે તીસેગાતરે જાદવજી; એકલડા અસુરને મુખે, રખે તમે જાતારે જાદવજી, આ ગજ આવે બળવંત; દંત કેમ સેહેસોરે જાદવજી; અસુરઅરાણુવધ ય.તાણાણુ જાસોરેજાદવજી. એવું જાણીનેઓસશઆ.નકીયે કરાધરેજ જાદવજીએ કલડાને આશરો શાનોમાનો પ્રતિબોધરેજાદવજી ધીરાથાઓને ધાઓ, વઢો તે ફાંસુરે જાદવજી: મહારી ફરકે છેજમણી આંખ, વરસેછે આંસુરેજાદવજી. મુને દિવસ લાગે છે ઝાંખો ભોગળજેથી નાંખેરજાદવજી, હું તમનેસમજાવું આ વાર, વચન મારૂંરાખોરે જાદવજી, તમો મુજહેલલડીનાહંસ, મુકોને જુદ્ધરે જાદવજી; પાછા વળોજી લાગુ પાય, માનોમાણુદ્ધરે

જાદવજી. ઘેલી દીશે છે ઘરૂ ણી, તારૂણી આશી ટેવરે રાણીજી; અમો બાણુ થકી ઓસરશું, તો કરશું શેવરે રાણીજી. આવ્યો બાણાસુર ભુપાળ, તેને હું મારૂરે રાણીજી; એના છેદુ હાથ હજાર, દળસંહારૂરે રાણીજી, અનિરૂધ્ધ રણુથકી ઓસરે તો, લાજે શ્રી ગોપાળરે રાણીજી; હવે અંત આપણો આવ્યો, હવે નાઠો આસરે રાણીજી. વલણ-નાઠેઆવે આળ; નવ કીજીયેઉપવાદરે; કહેપ્રેમાનંદએઓખાબાઈએ, અનિરૂદ્ધનેકર્યોસાદરે.

કડવું ૬૨ મું.

રાગ વેરાડી-ઓખા કરતી કંથને સારૂરે, હો હઠીલા રાણા; એ શા સારૂ ઉન્માદ, હો હઠીલા રાણા. ૧ હું તો લાગું તમારે પાય, હો હઠીલા રાણા; આવી બેસો માળીયા માંય, હો હઠીલા રાણા. ૨ હું તો બાણુને કરૂં પ્રમાણ, હો હઠીલા રાણા; છેકા લાવાલાનું કામ, હો હઠીલા રાણા. ૩ એતો બળીયા સાથેબાથ હો હઠીલા રાણા; તેતો જોઈને ભરીયે નાથ, હો હઠીલા રાણા. ૪ એતો તરવું છે સાગર નીર, હો હઠીલા રાણા; બળે ન પામીએ પેલી તીર, હો હઠીલા રાણા; ૫ એતો ભેદે તમારૂં ગાત્ર હો હઠીલા રાણા; સામા દઈત્ય છે કુપાત્ર. હો હઠીલા રાણા. ૬ મને થાય છે માન શુકન, હો હઠીલા રાણા, મારૂ ફરકે છે જમણું લોચન, હો હઠીલા રાણા. ૭ મારો મોતીનો તુટયો હાર, હો હઠીલા રાણા; ડાબે નેત્ર વહે જળધાર હો હઠીલા રાણા. ૮ દીસે ગગને આંખો ભાણુ. હો હઠીલા રાણા; દીસે નગરી તે ઉજડ રાન, હો હઠીલા રાણા. ૯ રૂવે વાયસ ગાયને સ્વાન હો,

હઠીલા રાણા; એવા માઠા થાય શુકન, હો હઠીલા રાણા. ૧૦ હું તો ધરૂજ તા દેખું ધરણુ, હો હઠીલા રાણા, એતો સાગરે ઓણીત વરણ, હો હઠીલા રાણા. ૧૧ આવ્યા અગણીત અસ્વાર હો હઠીલા રાણા; માંહે માંહે થાય છે હોહોકાર, હો હઠીલા રાણા. ૧૨ ઓ દુદંભી વાજ્યો ઘાય, હો હઠીલા રાણા; એતો સેન્યા તમપર ધાય, હો હઠીલા રાણા. ૧૩ ઓ આવ્યું દળ વાદળ, હો હઠીલા રાણા; ઓ ઝળકે ભાલાનાં ફળ, હો હઠીલા રાણા, ૧૪ પાખર બકતર પેર્યાં ટોપ, હો હઠીલા રાણા; દઈત્ય ભરાયા આવે કોપ, હો હઠીલા રાણા. ૧૫ ઓ વાજે ઘુઘરમાંળ હો હઠીલા રાણા; અશ્વ દેતા આવે ફાળ હો હઠીલા રાણા ૧૬ એ તો સુરવીર મહાકાળા, હો હઠીલા રાણા; હવે થાશે કોણ હવાલ, હો હઠીલા રાણા. ૧૭ નાથ જુવો વિચારી ગગન, હો હઠીલા રાણા; જુધ્ધરહેવા દો રાજન, હો હઠીલા રાણા. ૧૮જો લોક મારી વાણ,હો હઠીલા રાણા; તમને માતપીતાનીઆણ હો હઠીલા રાણા, ૧૯ આવ્યો બાણ તે પ્રલેકાળ. હો હઠીલા રાણા; મેઘા ડંમરછત્ર વિશાળ, હો હઠીલા રાણા.

વલણ-મેઘાડંમર છત્ર બિરાજે, ઊલટી નગરી જુધરે; અગણિત અસ્વાર આવીયા, તેણે વીંટી લીધો અનિરૂદ્ધરે.

કડવું ૬૩ મું.

રાગસીંધુ-આવી સેન્યા અસુરની, અનિરૂધ્ધ લીધો ઘેરી કામકુંવરને મધ્યે લાવી, વીંટી વળ્યા ચોફેરી. અમર કહે શું નીપજશે, ઈચ્છા પરમેશ્વરી; રીપુગજના જુધ્ધ માંહે, અનિ-

રૂદ્ધ લઘુ કેસરી, બાણુરાયને શું કરૂં. જો બોંગળ ધરી ફોગટ; વેરી વાયસ કોટા મળ્યા, હવે કેમ જીવસે પોપટ. બાણાસુરે સુભટ વાર્યા. નવ કરસો કો ઘાત; વીંટો ચોદસ સહુ મળીને હું પુછું એને વાત. માળીયેથીઓખાબાઈયે,રૂદનમુકયું છોડી; પીતા પાસે જોધ્ધ સરવે, હાથ રહ્યાતેજોડી.બળવંત દીસે અતી ઘણું, સેન્યા બિહામણી; પવન વેગે પાખરીયાતેરહ્યારે હણુહણી આદળ વાદળકેમસેહેસો,ઓસ્વામીસકોમળ; અરે દૈવ હવે શું થાસે, પ્રગટ કામનાં ફળ દૈવના કીધા દઈત્યમુવા તેને દયા નહી લવલેશ; કાચી વયમાં નાથજીને નથી આવ્યા મુછને કેશ ચાર દિવસનું ચાંદરણું, કર ચઢી ગયું વહી; આ જોદ્ધા પીઉને મારસે, દૈવડાજીવું નહીં. અરભકતમારેએકલો તેનેવીંટી વળ્યા અસુર; એવું જાણિને સાહાય કરજો, ઓસા મળીયા સુર કષ્ટ નિવારણકૃષ્ણજી, હુથઈ તમારીવહુ;જો આંચ આવસે તમ પુત્રને, તો લાજસે જાદવ સહુ,પ્રજાના પ્રતિપાળ છો, તમે પનોતા મોરારી; સંભાળસરવનીલીજીયે,નવમુકીયે વિસારી અમને તો પણ આશ તમારી. અમે તમારાં છોરૂ; લાજ લાગસેવદ્ધને,કોઈકહસેકાળુંગોરૂ.પક્ષીપલાણપ્રભુજી, પુત્રીની કરવા પક્ષ; ભગવાનને ભજતી ભામની, ભરથાર છે રીપુમધ્ય મુખ વક્ર નેત્ર બીહામણાં મુખ મુછો મોટી મોટી; તેવા અસુર આવી મળ્યા, એક શંખને સપ્ત કોટી દળ વાદળ.સેન્ય ઉલટી મધ્યે આણ્યો અનિરૂદ્ધ; વીરબાટયોવેરીએ જેમ મક્ષીકાયે મધ. ધનુષ્ય ચઢાવ્યાપાચસેબાણે, બહુચઢા-

વ્યાં બાણુ; ગાયે ગુણિજન ગદ્દગદ્દે, બહુ ગડગડે નિશાન અં-
તર અરભક એમ વી ટીયો, તેમ સોભે છે ઈંદુ, લઘુ જેમ શીલટ
ઘણિને લલાટે સ્વેત બીંદુ લઘુ કુંજરની સુંઢ સરખા, સોભે
છે બે ભુજ; સરાન સરખી ભ્રગુટી, નેત્ર બે અંબુજ. તૃણુમાત્ર
જે વઢતો નથી, બાણુનો જે રાહુ; અનિરુધ અસુરએવા
સોભયે, જેમ ચંદ્રમાને રાહુ. અવિ જોયું વક્રદ્રશ્ટે, મુછો મોટિ
ચક્ષુ, વપુશોભાવે ભુજ ભલાને, કેશ રૂપનું છે વક્ષ. આ સમે
કહેવાડાને, અથવા ભ આંગળને ધાર; અરેટણું રિપુ સંસારનો
ઉતારૂ એનો ભાર; શંવપુ બાણુનું બન્નાવછે, માંહેસર્પનોસાથ
કે પેટમાં પુરવજ વસે છે, પિંડ લેવા કાડે છે હાથ; કાષ્ઠ નાકે
નાખવા, એણે ઘડિને ચોઢયા; કર અથવા કોઈ પંખિ દિસેછે
એણે વખેર્યાં છે પર ત્યારે હસવું આવ્યું બાણુને, એશું બોલે
છે બાળ; કોભાંડ કહે સાંભળો અ તમને દે છે ગાળ બળિસુત
અંતર બળયો ને લોકમાંને બળવાન; શું કરૂ જા લાંછનલાગે
નીકર વીધીયે દઉ કન્યાદાન; સુભટ નિકારાય આવ્યો, બો-
લીયો બહુ ગરવે; નફટ લંપટ નથિ લાજતો, વિટયો હણુવા
સરવે, કુળ લજામણો કોણુ છે, તસ્કરની પેઠે નિરલજ; અપ-
રાધ આગળથિ કેમ ઉગરે, જેમ સિંહ આગળથિ અજ અં-
ગથી આવી ચડયો કાંઈ કારણુ સરખું ભાશે; સાચુ કહે જેમ
શીશ રહે તુજ, બાળક વિશ્વાશે, કોણુ કુળમા અવતર્યો,
કોણુ માત તાતનું નામ; અનિરૂધ્ધ કહે વિવાહ હવો. હવે પુ-
છયાનું શું કામ; પિતૃપિતા મહ પ્રસિધ્ધછે, જેનોદ્વારિકાંસં

સાર; છોડીછત્રપતી નીવર્યો; હવે ચતુર મન વીચાર, વૈષ્ણવ કુળમાં અવતર્યો, મારૂ નામ તે અનીરૂધ્ધ; જો છોડશો તો નગરીબાંધી. નાંખીશ સાગર મધ્ય. બાણાસુર સામુ જોઈને, કૈભાંડ વળતું ભાખે; ચોરી કરી કન્યા વર્યો તે, કોણ વૈશ્નવ પાખે. પુત્ર જાણી કૃષ્ણનો, પછી બાણુ ઘસે છે કર; નીચ વરે કન્યા વરી, દાનવ મારૂં બેઠું ઘર રીસે ડોક ધુણાવીને, ધનુસ્ય કરમાં લીધું; બાણાસુરે યુદ્ધ કરવાને, દળમાં દુદંભી દીધું.

કડવું ૬૪ મું.

રાગ ગોડી—અસ્વકુંવર રથ ભાથા ભરી, આવ્યો બાણાસુર વેગે કરી; જોદ્ધાને નવ માએ સુર, ચઢી આવ્યું જેમ સાગરપુર. ૧ વાજે પંચશબ્દ રણતુર, મારી જોદ્ધા કર્યા ચકચુર; બાણાસુરનાં છુટે બાણ છાઈ લીધો આભલીયામાં ભાંણ ૨ થયું કટક દળ ભેળાભેળ; જેમ કાપે કોવાડે કેળ; આવ્યા એટલા ધરણી ઢળયા, તેમાં કોઈ પાછા નવ વળયા. ૩ આવી ગદા તે વાગી શીશ, નાઠો હસ્તી પાડીને ચીસ; બાણાસુર ઉપર ભોંગળ પડી, ભાગ્યો રથ પડયો કડકડી ૪ રાયની ગઈ છે સુધને સાન, ભાગ્યું કુડળ છેદ્યા કાન; પાછો લેઈ ચાલ્યો પ્રધાન; ઘેર જાતામાંઆવીસાન. ૫પછીબોલેછેરાજનસાંભળોમારાપ્રધાનહાયહુમણુંભોંગળઆવશે, જાણું છું જેજીવડોજશે ૬ પ્રધાન કહે કાં થયા અજાણ, કયાં ગયું મહાદેવનું બાણ; મેલો તો થાયે કલ્યાણ; આ ફણીએ બંધાશે પ્રાણ ૭ તે લેઈ બાણાસુર પાછો ફર્યો, તેઉપર માળીએ સંચર્યો; અનીરૂધ્ધે વીચારીવાત

હવે હું બે જોડું હાથ, ૮ શીવનું વ્રત તે સાચું કરૂં, વચન એ-નું મસ્તક ધરૂ; અનીરૂધ્ધે બે જોડયા પ્રાણ; બાણાસુરે મેલ્યું બાણ. ૯આફણીએ બંધાઈ પડયો;ઉપરથી પરવત ગડગડયો; લાતો ગડદા પાટુ પડે, તે દેખીને ઓખા રડે. ૧૦ ત્યાંથી મન-માં વિચારજ કર્યો,અનીરૂધ્ધને લેઈસંચર્યો, મારતાં કુંવરને લેઇ જાય, ઓખા રૂવે માળિયા માંય.

કડવું ૬૫ મું.

રાગ રામકળી—મધુરે ને સાદેરે રેરેહો, ઓખારૂવે માળિયેરે બાઈ માહારા પેઉને લઇ જાય, સખી મહારી વતી તો નવ ખ-માય; હમણાં કોઈ કહેશેરે રેરેહો, પિયુજીને મારીયારે,૧ બાઈ મારાં પેલા તે ભવનાં પાપ, બાઇ મારે આવડો શો સંતાપ, સે નથી મરતો પાપી બાપ, માથેથી ઉતરતીરે રેરેહો, પડજો સગા બાપનેરે, ૨ હારે મારા કંથની કોમળ કાય, એવા એવા માર તે કેમ ખમાય; ઓ પેલા દુષ્ટને ના મળે દયાય, રંડાપણુ આવ્યુંરે રેરેહો. બાળપણા વેશમાંરે ચાલ--ચિત્રલેહા કહે બાઈ શાને રડે છે, તારા કંથની નહી થાય હાણ; જઈને હું સ-મજાવું છું જે, તારા પીતાના પ્રાણ.૧ ચિત્રલેહા આવી ઉભી રહી, જયાં પોતાનો તાત;સાંભળો પીતા વીનતી; કહેશો સ-મજાવી નહી વાત. ૨ એ છે મોટાનો છોકરો તે, તમે જોઈને છેદજો શીષ; માથા ઉપર શત્રૂ થાશે, હળધર ને જુગદીશ. ૩ એને વડઉવે બળી પાતાળે ચાંપ્યો, એવાં છે એનાં કામ વગર વીચ્યારે મારશો તો, ખોશો ઘરને ગામ. ૪ પ્રધાને જઈને કહ્યુ

જયાં છે બાણાસુર ભુપાળ; રાજા રખે એને મારતા, એ છે મોટાનો બાળ. ૫ પરણી કન્યા કોઈ પરણે નહિં, માથે રહેશે આળ; લોકમાં કહેશે જમાઈ માર્યો, એવી દેશે ગાળ; માટે ઘાલો કારાગ્રહમાં હાથે ન કીજીએ ઘાત; એકલે દશ લાખ માર્યા તે, મોટી કીધી વાત. ૭ પછી વજ્ર કેરી કોટડીમાં, બેસાર્યો એ તન; સરપે એને વીંટીયો રે, કર્યો ફરતો અગન. ૮ તે પુંઠે જળની ખાઈયો ખોદી, મેલ્યા બહુ રખવાળ; સરપ કેરા ઝેરથી, પરજળવા લાગ્યો બાળ. ૯ અનીરૂદ્ધને બંધન કરીને, વીંટીયા બહુ સરપ; કામ કુંવરને બાંધીયો, પછી ગાજીયો તે નૃપ ૧૦

વલણ--નૃપ ગાજ્યો મેઘની પેર, ઉતરાવી ઓખાય રે; અનીરૂદ્ધ તે બંધન કરી, બાણાસુર મંદીરમાં લઈ જાય. ૧૧

કડવું ૬૬ મું.

રાગ રામગ્રી-બાણે બંન્યોને બાંધીયાં. નૌતમ નરને નાર; અનિરૂધ્ધ રાખ્યો મુખ આગળે, ગુપ્ત રાખી કુમાર. બાણે બન્યોને બાંધીયાં. ૧ ચૌટામાં ચોર જણાવીયો; ઢાંક્યો વ્યભીચાર, ઓખા છાની મંદીર મોકલી, રાખયો કુળનો તે ભાર બાણે ૨ લક્ષણવંતો હીંડે લેહેકતો, બેહેકતો તે અવાસ; દૈત્યનું દળ તે પુંઠે પળે, ઘેરી હીંડે છે દાસ, બાણે૦ ૩ એક પેચ છુટયો પાઘડી તણો, તે આવ્યો પાઘ પ્રમાણ; ચોરે તે મોરજ મારીયો, તેનાં કરે લોક વખાણ, બાણે૦ ૪ ઓખા ફરીને વરજો પરણસે, તો ભુલશે ભવ ભરથાર: તે સ્વામી શું સુખ પામસે લીધું એણે અમરૂત સાર, બાણે૦ ૫ કો કહે એમાં દૈવત દીસે ખરૂ રૂપવંતો

રસાળ; કટાક્ષમાં કામની મોહી પડે એવી માયા મોહજાળ. બાણ૦ ૬ તેની ભુલવણી ભકુકી તણી, ભુલી પહેતેનાર; કુંવારી કન્યાને કામણ કરે, સંતાડો સર્વ કુમાર. બાણ૦ ૭ સખીમધ્યે સખી ઓચરી. દેખી અંગ ઉવેદ; બાંધ્યો જુવે છે આપણા ભણી, એને છે એવી ટેવ બાણ૦ ૮ ચાર માસ આશા વ્હોચી ઘણી, લાગ્યો સ્નેહ વિવાદ, માળીયે સુખ પામ્યો ઘણું, પછી લાગ્યો લોકઅપવાદ. બાણ૦ ૯ વલણ-લાગ્યો લોક અપવાદ પણ, પામ્યો દેવકન્યારે; પછી બાણાસુરે અનિરૂદ્ધનેરાખ્યો, ઓખાના ઘરમાંયરે.

કડવું ૬૭ મું.

રાગ ધવળ ધનાશ્રી-શુકદેવ કહે છે પરિક્ષતને, તમે સાંભળો કહું જોકે રાયજી; કૃષ્ણ કુંવરને બાંધી રાખીયો, ઓખાના ઘર માંયજી. ૧ નાનાવિધનાં બંધન કીધાં, કાહાડી ન શકે સ્વાસજી; એક એકનાં મુખ દેખી દામણાં, દેખી થાય ઉદાશજી. ૨ બાણામતી બાણાસુરની રાણી, જળેભરેછેચક્ષજી; પુત્રીજમાઈને ભુખયાં જાણી, છાનું મોકલે ભક્ષજી. ૩ કષ્ટ દેખી નાથનુ ઓખા નેણે ભરેછેનીરજી અનીરૂદ્ધ આધ બળેકરીને, ઓખાને દે છે ધીરજી. ૪ આદરૂ તો અસુર કુળને, ત્રેવડુ તૃણ માત્રજી; સોભાશ ખવાસ્વસુરની ને, હું બંધાયોછું ગાત્રજી. ૫ આગમાં ઉઠુ તો શીઘ છેદું, દળુદાનવજુથજી; શું કરૂં જો સ્વસુર પક્ષમાં રાખવું છે સુખજી. ૬ આકાશ અવની એક થાસે, અવો નિપજસે ધંધજી; અગ્નિ ફેરીજવાળધુંમમાંઅસુરથાસે અંધજી

૭ સહાય થાશે શામરામ અબળા, સઘ છુટશે બંધજી; કૃષ્ણુ ચાવી બાણાસુરનાં, છેદશે સઘળાં સ્કંધજી. ૮ મારા સમજો સુંદરી તમો, આંખુ કરો મુખચંદ્રજી; બંધનમાં દુઃખદેછે ઘણું તારાં અસુરનાં બુંદજી. ૯ એમ આસનાવાશના કરીને રાખ્યું ઓખાનું મનજી; ત્યાર પછી ત્યાંશું થયું, તમે સાંભળોરાજનજી. ૧૦ પછી ભવાનીનું સ્મરણુકરીને, બાળકલાગ્યો પાયજી ભગવતી ભવતારણી મારી, આવી કરજે સહાયજી. ૧૧ ચાલ- માતું બ્રહ્માણી તું ઇદ્રાણીક્રસણા; સ્થાવરજંગમતુંસચરાચર, મૃગ ઉપર તૃશણા; ૧ દૈત્યને પાતાળ ચાપ્યાં, રકત બીજ રણ રોળ્યા; શુભનીશુભ મહીસાસુર માર્યા, ચંડમુંઢ ઢંઢોળ્યા. ૨ ધુમ્રલોચનને હાથે હણીઓ, મધુ કૈટભતેંમાર્યા; અનેકરૂપ ધરયાં તેં અંબા, સુરીનર પાર ઉતાર્યા. ૩ ઓહીંગળાજહીંગોળી માત, કોઈલાપુર તે કાભી આદ્યશ્વરી તું અંબા, સંખલપુર બહુચર બાળી. ૪ નગરકોટની તું સીધવાઇ, ભગલા મુખી લાગુ પાય; રાણી રૂડી ઉંટવાળી માત, બીરાજતી દક્ષીણ માય. ૫ અન્નપુરણા ભૈરવી ત્રિપુરા, રેણું કાછત્રસંગી રાજેસ્વરી ચામુંડા માત, દુખ હરણી માતંગી. ૬ એણી રીતે સ્મરણુ કીધું, તતક્ષણ ભવાની આવી અનિરૂદ્ધને માયે કહ્યું બાળક તેં કેમ બોલાવી. ૭ અનિરૂદ્ધને કહે સાભળો માતા, મારૂ દુઃખ કહ્યું નવ જાય; સરપ કેરા ઝેરથી, મારી ઘણી બળે છે કાય ૮ ભવની પ્રસન્ન થઇને, ઝેર કર્યું સરવે નાશ; પછી અંતરધ્યાન થયાં માતા, બાળકની પાહોચી આશ ૯ એવાં-

મા ત્યાં નારદ આવ્યા. બ્રહ્માના કુમાર; જુવે તો કારાગ્રહમાં અનિરૂદ્ધ, વરસે છેજળધાર.૧૦નારદ કહે અનિરૂદ્ધને મારૂં સંકટકાપો: રૂડીવહુતમો પરણ્યા માટે, મુજને દક્ષણા આપો ૧૧ તમને દક્ષણાની પડીને, જાય છેમાહારાપ્રાણ;શરીરધરૂજે અતિ ઘણું ને; બોલી ન શકે વાણ, ૧૨ શીદ બીહે છે પ્રાક્રમી તું, બોલ્ય મુજ સંગાથ; બાણાસુરનીવરયોપુત્રીતેથઈ પૃથ્વી-માંખયાત.૧૩દ્દિપાવ્યોવંસવાસુદેવનો,બંધાયેલલંછનશુંય કાલે માધવને મોકલું દ્વારકામાં જાઉછુંહુંય,૧૩ઊંઠળમાંતે આભ ઘાલ્યો; અંતરમાં શેનપુલે; ઘોડેચડે તે પડે પૃથ્વી.ભણે તે નરભુલે.૧૫ વલણ-અંતરશેનપુલ જોદ્ધા, મુકાવશેભગ-વાનરે; અનિરૂદ્ધની આજ્ઞા લઈ; રૂષિહવા અંતરધ્યાનરે.૧૬

કડવું ૬૮ મું.

રાગ બીહાગડો-દયા ન આવે પેલા દઈતપતીને, મહાબ-ળિયા દુરમત્યજી બાકરી બાંધી દ્વિજવર સાથે.વહેરવધારયું સત્યજી દયા ન આવે ૧ પાતળીયા પંકજમુખ પીઉજીને, નાગપાસના બંધજી; બાંધી લીધો બળે કરીને કોમળ રૂપે મદજી. દયા. ૨ જોરે ધરણીધર શ્રીવર, આપદા પામેનાથજી; પુત્ર તમારા ઉપર પ્રહારજ, કરે છે દત્યનો નાથજી, દયા૦ ૩ ભાં રોળ કૈભાંડે મેલ્યું; વક્રરાય બળિયોવીરજી; તો એરણથી નવ ઓસરીઓ, સાગરનું જેમ નિરજીદયા૦૪ભેદકરીનેબાં-ધીલીયો, નાગ પાસના બંધજી, શ્વાસ ન માયે બહુ અકળાયે અંગ આકાસમાં સંધજી. દયાં૦ ૫ તાપમાયનહીં સ્વામી-

નો,હું કરૂ દેહનો પીતાજી;વાર લાગે લક્ષ્મીવર તમને તો થશે મહા ઉતપાતજી દયા૦ ૬ કોમળ શ્રમથી સુકાયું; કન્યા કરે આક્રંદજી; અનિરૂદ્ધ સમરે શામળીયાને, કમળાવરગોવિંદજી. દયા૦ ૭ ત્રાહે ત્રાહે રે ત્રીકમજી, સુતની કરજયો સહાયજી; વિપત વેળા વારે ચડીને,કરોભકતનીરક્ષાયજી,દયા૦ ૮ ગજ ગ્રહાથી મુકત પમાડયો, કીધી હરિચંદ્ર રક્ષાયજી; દાનવ કુળ નિકંદન કીધાં, કીધી પ્રહ્લાદની સહાજી; દયા૦ ૯ આજ આંખથી આંસુડાં ચાલે, જાસો મ્હારા પ્રાણજી; સુખ શરીર શાતા નહીં અંગે લાગ્યો દવનિરવાણજી.દયા૦૧૦મનસા વાચાંએ વર વરયો, અવરતે મિથ્યા જાણુજી; રૂપ અને ગુણવંતો સ્વામી, સત્ય કહું છું વાણહુ દયા૦૧૧તાતકઠોર દયા નહી રૂદીયે, કોમળ મ્હારો કંથજી; પ્રહાર કરીને બાંધી લીધો, શ્રી હરી વેગળે પંથજી દયા૦૧૨કોણ સહોદર આવત અવસર, શોધ કરવાને જાયજી;તાતભરાતને જાણનહીંતેકોણ ઊઠીને ધાયજી.દયા૦૧૩પિતા પિઉજીને વેરીરે દેખે, પરભવે બહુ પેરજી; નાગતણા ફુંફારા હળાહળ, ફેરવી નાંખે લ્હેરજી. દયા૦૧૪ હળાહળે અંગ અગનીરેઉઠયો, કંઠે પડીયો સોષજી; પુર્વતણાં કર્મ આવી નડીયાં કોનેદીજે દોષજી. દયા૦ ૧૫તાત મારી કાયારે પાડું, વિખ ખાઊં આ વારજી; સ્નેહ ન જાણેરે કોઇ મનનો, સર્વ પીડેભરથારજી.દયા૦૧૬તાતતણેમનકાંઈ નહીં, મુનેસબળોલાગેસ્નેહજી,છોરૂ પોતાનાં જાણીદયાકીજે દયાળ ન દીજે છેહજી, દયા૦૧૭બાણાસુર મહ પુરૂષ જ્ઞાતા

જેથી ચુક ન થાયજી; બાળક ઉપર પ્રહારશો કરવો, જદપી હોય અન્યાજી. દયા૦ ૧૮ વાહાલા થઈ નેવેરજવાળોશું નથી આવતી લાજજી; નિચ પદારથ નથી કુળ નિચું, કૃશ્ન કુંવર મહારાજજી. દયા૦૧૯નિચું નાક ન હોય એથી, નિરર્થ કરસો સંગ્રામજી; મોટા સાથે વિરોધ ન કરીયે, નહીનીરબળહળધર શાજી દયા૦ ૨૦ સકળ પૃથ્વી ચાકે ચઢાવી, અસુરનો ફેડયો ઠાણજી; વર વધારી વીઠુલ સાથે, કયાં કરસો સગ્રામજીદયા૦ ૨૧ સ્વામી મ્હારાને શીર સમરથ, તેને ચઢશે કોપજી; ભદ્ર ઈચ્છેછેતાતપોતાનું, વિશ્નુંબીજાણુંરોપ્યજી.દયા૦ ૨૨જુદ્ધ સમે આકાસે રહીને, જુવે છે નારદ દેવજી; ભયમાં આણીશ અમોજાશું દ્વારામતી,જુદ્ધકરશું તતખેવજી.દયા૦૨૩નિર્ભય જાણી વીણાધર ગયા, પરવરિયાઆકાશજી;પોહોચી દવારકાં ઉતરી હેઠા. ભેટપા શ્રી અવીનાશજી દયા ન આવે ૨૪

વલણ—ભેટયા શ્રી અવિનાશને, કુશળ વારતા પુછી વળી, કહે નારદ અનિરૂદ્ધને, રાખયો કારાગ્રહમાં દૈતે મળીરે.

કડવું ૬૯ મું.

રાગ ધનાશ્રી—શુકદેવ કહે છે પરિક્ષતને, બાંધ્યો ને જાદવ જોધજી; હવે દ્વારકાંની કહુ કથા, જાદવ કરે સોધાસોધજી.૧ હિડોળા સહીત કુંવર હરીયો, છોડી ગયુ કોઇદોરીજી;હાહા-કાર થયો પુરમધ્યે, અનિરૂદ્ધની થઈ પુર ચોરજી. ૨ રતિ અ-તિઆક્રંદ કરે છે, મળ્યું તે વિનંતાનું વૃંદજી;રૂક્ષમણીરોહણી દેવકી; સર્વે કરે આક્રંદજી. ૩ કહે છે માધવને, શું બેઠા

છો સ્વામીજી; વિચાર કરી વિલંબ ન કીજે, કુળને લાગી ખામીજી. ૪ વાસુદેવ કહે રામને, શું બેઠા છો ભુપજી; વિચરે રખકે જળમાં બુડયો, કયાં ગયો કુંવર અનુપજી ૫ ઉગ્રસેન કહે અચરજ મોટું, કોણે હર્યો હિંડોળોજી; દેવીદૈત્ય રાક્ષસનું કારણ, તે ખપ કરીને ખોળોજી. ૬ સાથનેજદુનાથ કહે છે, ભાઈ શાને કરો છો શ્રમજી; ગોત્રદેવીનું ગમતું થાશે કુંવર હરાયાનું કામજી ૭ અગિયાર વરસ ગોકુળસેવ્યું, મામાજીને ત્રાસેજી, પ્રદ્યુમનને શંખ હરિગયો, આવ્યોસોળમેવરશેજી ૮ તેમ અનિરૂદ્ધ આવશે, સાચવશે કુળદેવજી, કૃષ્ણે કુટુંબને રોતું રાખ્યું, આશા દીધી એવીજી. ૯ પાંચ માસ વહી ગયાને જાદવ છે મહા દુખીજી; શ્રોણીતપુરથી કૃષ્ણ સભામાં, આવ્યા નારદઋષિજી, ૧૦ હરી આદે જાદવ થયાઉભા, માન મુનીને દીધુંજી; આણંદે આસન આપ્યુંને, ભાવે પુજન કીધુંજી. ૧૧ નારદજીની પુજા કરીને, હરીયે કર્યાં પ્રણામજી; કહો મુનીવર ક્યાંથી પધાર્યા; અમ સરખું કાંઈ કામજી ૧૨ કરજોડીનેનારદ કહેછે, સાંભળો જુગજીવનજી; પુત્રત મારાસર્વેનું મારે કરવુંછેદરશનજી. ૧૨ મારા જોતાં પુત્ર સર્વેને, સાથેથી તેડાવોજી; એક લાખને એકસાઠ હજાર એંસી આગળ આવોજી. ૧૪ સર્વે પુત્ર સામુ જોઈને, પુછેછે નારદ મુન્યજી, આટલામાં નથી દીસતો, પ્રદ્યુમનનો તાતજી. ૧૫ ભગવાનકહેછે નારદજીને, કાંઈ તમે જાણો છોબાળજી, ઘરમાંથી જતોરહયોછે પ્રદ્યુમનજીનોબાળજી. ૧૬ નારદકહેછેહું શું જાણું, તમારહોછો

સાગરબેટજી; જેને ઝાઝા દીકરા, તેને તો દૈવની વેઠજી. ૧૭ ત્યારે ભગવાન કહે છે નારદને, પુત્ર વિના કેમ રહેવાશેજી; ત્યારે નારદ કહેછે પ્રશ્નમાં આવશે એવું કહેવાશેજી ૧૮ પછી આસન વાળી દીધી તાળી, ના કળાવ્યું મનજી; વેઢાણગણીનેનારદ કહે છે, સાંભળો જુગજીવનજી. ૧૯ તમારા પુત્રનું એક તારીયે કરયું છે હરણજી; ત્યારે હરી કહે દવારીકામાં આવે, તેતો પામે મરણજી. ૨૦ નારદ કહેછે તમે સુણો શામળા, સંભળાવું એક વાતજી; મારી એવી પ્રતિજ્ઞા છે, જુઠું ન બોલું જાતજી. ૨૧ સરોણીતપુર એક નગ્રછે. તેમાં બાણાસુરનું રાજજી; પ્રસંગે હું ત્યાં ગયોતો, મારે કાંઈ એક કાજજી. ૨૨ રાજાબાણની પુત્રી ઓખા, તેને હવું સ્વપ્નજી; અનિરૂદ્ધ સેહેજે વરી ગયો, તેનું વિભળ થયું છે મનજી. ૨૩ ચિત્રલેહા ચંચળ નારી વિધાત્રીનો અવતારજી; તે આવી દવારીકામાં પછી, મનકર્યો વીચારજી ૨૪ કઠણ કામ કરવું છે મારે, એકલાનું નહીં કામજી; મારૂં તેણે ધ્યાન ધરીયું, હું આવ્યો તેણે ઠામજી. ૨૫ મેં તેને તામસી વિદ્યા ભણાવી, તેણેં ઘ્યું બધું ગામજી, અનિરૂદ્ધને લેઈગઈને, ઓખાનું થયું કાંમજી, ૨૫ કેઈ પેરે લેઈજાયે, એમ બોલ્યા શ્રી જુગદીશજી; ચક્ર મારૂં ઉંઘે નહીં ને, છેદી નાંખે શીષજી, ૨૭ ચક્રનો વાંક નથી ને, એ નીસર્યું તું ફેરવાજી; અમ સરખા સાધુ મળ્યા, તેણે બેસાર્યું વાતો કરવાજી, ૨૮ ભગવાન કહે છે શાબાશ નારદીયા, એવાં તારાં કામજી; માથા ઉપર ઉભો રહીને, ભલું મરાવ્યું ધામજી, ૨૯ નારદ કહે તે ક્રસ્નને, મેં નથી કરયો

અન્યાયજી;જોયા પછી તમે જાણજો,ઘણી સુન્દરીછે કન્યાયજી. ૩૦ ભલીરેકન્યા ભલીરે વહુ,તમેભલોકર્યોવીચારજી; હવડાં મારા પુત્રના ત્યાં, શાછે સમાચારજી. ૩૧ મહારાજ જેણે ભાગવી છે, બાણાસુરની બાળજી; દશ લાખ દૈત્યનો એકીવારે, પુત્રે આણ્યો કાળજી; ૩૨ શીવનો વર સાચો કરીને, ગયો અસુરને હાથજી; હમણાં તમારા પુત્રની,ઘણી દુખની છે વાતજી ૩૩ ઉંધે મસ્તક બાંધીયો, ને તળે લગાડયો અગનીજી;લીલા વાંસનો માર પડે જેમ, ભાગ્ય હસે તો જીવશેતનજી.૩૪વાત સાંભળી વધામણીની, વગડાંવ્યાં નીશાનજી;શામળા તતબર થાવો હવે, જીતવો છે બાણજી. ૩૬ તે માટે તમને કહુ, વીઠલજી વેહેલા થાયોજી; જો પુત્રનો ખપ કરો તો શોણીતપુરમાં જાઓજી. ૩૬

કડવું ૭૦ મું.

રાગ સારંગ-કમળા તો કલ્પાંત કરે છે,હૈડે તે ઉઠી જવાળા જો; મારો કુંવર કારાગ્રહમાં બાંધીયોરે. મારાને પાઘડીબાંધતાં ન આવડેરે; મારો અનીરૂદ્ધ નાનેરૂ બાળજો. મારો કુંવર ટેક. ૧ રૂક્ષ્મણીયેક્રુશ્ન તેડાવીયારે;તમે સાંભળો દીનાનાથજો મારો બાળક અસુર ઘેર બાંધ્યોરે, તેતો કહી નારદજીએ વાતજો. મારો. ૨ મારો અનિરૂદ્ધ બોલી નથી જાણતોરે, તેતોશું જાણે જુદ્ધ કેરીવાત જો; હીંડતાં ચાલતાં અખડાઈ પડેરે અનિરૂદ્ધ નાનેરૂ બાળજો. મારો. ૩ મારાને નીશાળે ભણવાનથીમોકલ્યોરે, નથી સહયો અધ્યારૂનો મારજો; પ્રભુએ અમને પુરૂષ

ન સરજાડયાં રે, સૌ પહેલાં વઢવા જાતજો. મારો. ૪ ત્યારે શ્રી કૃષ્ણે ગરૂડ તેડાવીયોરે, તે તો આવીયો તતકાળ જો; ભગવાન કહે છે ગરૂડનેરે, તમો કેટલો સેહુશો ભારજો, મારો. ૫ તમોછ ૫ન કોટી જાદવ જેટલારે, તે તો સર્વે થાઓ અસ્વારજો; તમે સાંભળો કૃશ્ણ કોડામણારે, મારા અંગતણા રખવાળ જો, મારો. ૬ મુજ ઉપર ચડે બધી દ્વારીકારે, તોએ મુજને ન આવે આંચજો. છાશી જોજનની મારી પન્નારે. ત્રણ જોજનની મારી ચાંચજો; મારા. ૭ પછી ગરૂડે ચડીને ગોવીંદ પરવરયારે ત્યારે ગડગડીયાં નીશાન જો; પંખના વાગી જ્યારે ગરૂડનીરે ત્યારે નાશી ગયા સર્વે સરપજો. મા. ૮ મારો કુંવર કારાગ્રહથી છુ-ટીયો, જ્યારે ત્યાં આવ્યા સારંગપ્રાણ જો શ્રી કૃષ્ણ વાડીમાં ઉતરયા, તેનાં કોણ કરે વખાણ. મારો. ૯

વલણ--કૃશ્ન વાડીમાં ઉતરયા, માગ્યું રાયનું વચનરે; ગરૂડને આપો આજ્ઞા; મુકાવી લાવે તનરે. ૧૦

કડવું ૭૧ મું.

રાગ ઢાળ-ગરૂડ ત્યાંથી પરવર્યો, એક નદી આવી અષોશ તેમાં તેણે ચાંચ બોળી; પાણિ લીધું શોષિ.૧ ત્યાંથી આઘેરો પરવર્યો, જ્યાં ખોતરણા અંગાર; પાણી પેલું પીધું હતુ તે, વાવરયું તે ઠાર; ૨ ત્યાંથી આઘેરો પરવરયો,જ્યાં ભુતને પરેત પાંખે મારી પાડીયાં કીધાં સરવે અચેત. ૩ ત્યાંથી આઘેરો ચાલીયો,કુંવરને કોટે નાગ; નાહાનાને આખા ગળ્યા, મોટાના કરયા બે ભાગ. ૪ ભલું થજો ભગવાન તમારૂં, પુરણ પામ્યો

અહાર; કુંવરને મુકાવી લાંવ્યો, જયાં છે જુગત આધાર. ૫ ઓદ્ધવને અકરૂડ બે હસીઆ, ભલા ક્રશણુના તન; તમેરે આવ્યા પરણુવાને, અમને ન લાવ્યા જાને. ૬

કડવું ૭૨ મું.

॥ રાગ ઢાળ-આણી વાતે કુંવરમારા, શરમાણાનવ થઈએ મારી વાતો તુજને કહું; તું રાખ્ય તાહારે હઈયે. ૧ કુબજાપેલી રાંટી, કંસદાયની દાસ મારા મનમાં તે ગમી, બેસારી રાખી અવાસ. ૨ નરકાસુર મારીને, સોળહઝારલાવ્યોઘરૂણી; તારા સમજો એમાં મુજને, એકે નથી પરણી ૩ તારા માને જઈને લાવ્યો. બાંધવનેબંધાવીજાંબુવંતીરીંછડીતેને માનાનીકહી બોલાવી. ૪ તુંતો મારો દીકરો,ધનતારીમાનુંપેટ;બીજાસર્વે દીકરા તે, દૈવ કેરી વેઠ. ૫ આપણા કુળમાં ચાલ્યું આવ્યું, શરમાણા નવ થઈએ; રૂડી નારી દેખીએતો, હરણ કરી લઈ જઈએ, ૬ ઓધવને અકરૂડ બે હશીયા, ખડખડમેલ્યા દાંતરૂડી શીખામણ છોકરાંને દીછો સુંદર સ્યામ. ૭ જો આવી શીખામણ અમારા છોકરાંને દેશો વા, મુકવુંપડશેદવારીકાંગામરે૮

કડવું ૭૩ મું.

॥ રાગ જેજેવંતી-શ્રી કૃષ્ણેજાદવમોકલ્યો, તે સરોણીતપુરમાંજાય;જઈનેકહેજોબાણાસુરને,પરણાવોકન્યાય.શ્રીકૃશણે૧ હોંશ હોયતો જુદ્ધને આવો, તેમાં નથી અમારે નાય; જાદવ ત્યાંથી સંચર્યો, આવ્યોઅસુરબાનીમાંય શ્રી, ૨ સાંભળને રાજા વીનતી, આવ્યા છે વૈકુંઠનાથ; દીકરી પરણાવી ચરણે

લાગો; નહીં તો જુદ્ધ કરો એમ સાથ, શ્રી ૩ બાણાસુરનેમા-
હા દુઃખ લાગ્યું, નેત્રે વરસે અગન; નીચ જાદવને જોઈએ મા,
રી, કુળવંતી એ તન. શ્રી ૪ ચાલ—એ ભરવાડો એ પીંડારો,
ગોકુળમાં ચારી ગાય, મારયાવિનામુકું નહીં; જેથનાર હોય
તે થાય, ૫ સેન્યા લેઈને રાજા ચાલ્યો, જોદ્ધાનો નહીં પાર; હ
સ્તી ઘોડાને સુખપાલો, બાંધ્યા બહુહથીયાર. ૬ ખડગખાડાં
ને તુંબરઝોર, ગોળી હાથને નાળ; ત્રિસુળ સાંગ ને મુગફર-
સી; તોમરને ભીડી માળ, ૭ લાલ લોહમય ઝળકે ઝેરી, હાથ
ધરી તરવાર; જોદ્ધા જોર કરતા આવ્યા, ને કરતા મારો માર,
૮ કો જોજન કો બે જોજન ઉંચા, કોને સમ ખાવા નહીશીષ
વિકરાળ દંત મોટા દેખાડીને, વળી પાડે ચીસ. ૯ ભુમરાણ
કરતા આવી પડીયા. જાદવની સેન્યા માંહ્ય; ગીરધારીને ઘેરી
લીધા, પડેબાણાસુરના ઘાય, ૧૦ પરીઘત્રીશુળાનેપડે કોવાડા
મુદ્દગરને વળી ફરસી; સંગ્રામ સહુ સેન્યા કરે, આયુદ્ધ ધારા
રહી વરસી, ૧૧ જુજા દીશા જાદવ હલકારયા, કર ધનુશ્ય બા-
ણને તીર; તુટે કુભસ્થળ ફુટે દંતુશળ, ચાલેનીર રૂધીર. ૧૨
બહુ ભડ ત્યાં પડયા લાગ્યા. ભુગળનેભડાકે; વાંકડી તરવારયો
મારે. ખડકને ઝડાકે ૧૩ તુટે પાખરને પડે બખ્તર, કીધો ક-
ચર ઘાણ, સર્વ જોદ્ધાને મારી કરીને, પાછા વળ્યા ભગવાન,
૧૪ વલણ—પુરણ પુરૂષોત્તમ પાછા વળ્યા, કરી અસુરનો
નાશરે, સેન્યામાં આવી કરીને, સુખનો કરયો નાદરે. ૧૫



કડવું ૭૪ મું.

રાગ મારૂ—શંખશબ્દતેવિકારણ,રીપુ દૈત્યનું વિદારણકૃશ્ન આવ્યા તે જાણુજે થયું,બાણ પ્રાક્રમતે કયાં ગયું. ૧અનીરૂધ્ધ કહે સુણ સુંદરી; શંખ જણાયો આવ્યા હરી; છુટયા બંધતે આજ થકી; ઓ ગાજે હળધર સાત્વીક. ૨ બોલે પ્રદુમનમોટે સ્વરે. બાણ પાણ છેદાશે ખરે; ગોવિંદની ગત્ય ન જાએકળી, જાદવ સેન્યા આવી મળી. ૩ જાદવસેન્યાયેચાંપ્યો દેશ,મંત્રી કહે ઉઠો નરેશ, અનુચર આવ્યો તે લાવ્યો વાત,કહે દવાંરદીશે ઉતપાત. ૪ મંત્રીને કરી નેત્રની સંજ્ઞા, સેન્યાને આપો આજ્ઞા દુંદભી નાનાવીધ ગડગડે, આયુધકરીને યુદ્ધે ચઢે ૫ ત્યાં રૂપૈઆં કહાડયા લખી, સેન્યા સજી જીવ રાખી; પાટસ્વધર બખતર પાળ, ડચકારે ઘોડા દેફાળ ૬ મોરડે માણી પુમતાં લટકે પોતાના પડછાયા દેખી ભડકે; વાંદરેવાંદેનાચંતા; ઘુટેઘોડાને પાણીપંથા. ૭ કાળાકાબરાને કલંકી,કુમેદલીલાતે પચરંગી હાસાળો હય હણીઆ જેહ, કાળા કછી કાબરા તેહ. ૮ પીળા પાખર પોપટ સ્વેતવાયુ વેગી માકડીઆ કેત;રથમાળા અસવાર અનંત, દીર્ગઘસે પુખકરડે દંત, ૯ પુરની પોળે સેન્યા ન માય હણો જાદવ કહેવા જાય ટોળાં ઉપર ટોળાં આવે; પગને પ્રહારે ધરતી ધુજાવે. ૧૦ રીસે અંતરમાં ઘરહડે, રણે રાય બાણાસુર ચઢે;અટકારકરે બાણાસુર મલ્લ,પૃથ્વીથઈ જ્યારે ઉથલ; ૧૧ ગર્જના કીધી મુખથી ભુપાળ. ખળભળ્યા ત્યારે સાત પાતાળ; બ્રહ્મલોક સુધી પોહોચ્યો નાદ, બાણે કૃશ્નનેદી

ઘો સાદ ૧૨ ગરૂડ આસન આવ્યો ખેપકરી. નહીં જાવા દ કુશળ ફરી; ઉનમદજાદવ ઉછાછલા, તમો પામો સકળસં-સાર; ૧૩ કુંવારી કન્યા કપટે કરયો બોલાવે આપ પાધારો; કુકુ કરમ કીધું કુંવરે, વળી તું વઢવા આવ્યો ઉપરે, ૧૪ત્યારે હશીને બોલ્યા ભગવાન, અમો લેઈ આવ્યાછુ જાન; જોવિધા તાયે કીધો સબંધ. વર કન્યાના છોડો બંધ ૧૫ત્યારે બાણા-સુર બોલ્યો તતકાળ, સબંધશાનોરે ગોવાળ; એવી આપીશ પેહેરામણી; સૌને મોકલીશ જમપુરી ભણી. ૧૬ બાણાસુર જયારે બોલ્યો વ્યંગ ત્યારે કૃશન કીધુ સારંગ; કડાગુડ બેકટક થયા; ઉઘડાં આયુદ્ધ કરમાંગ્રહ્યાં ૧૭ ખાંડા ફરશીને તલવાર કો કહાડે માથેથી ભાર; ત્રિશુળ તોમર ગદા મુશળ, ગાજે રામ ધરી મુશળ ૧૮ છપન્ન કરોડ જાદવ ગડગડે દાનવ ઉપરતુટી પડે; દાનવ દળ બહુ પળાય, બાણુસુરદેખીઅકળાય૧૯

કડવું ૭૫ મું.

રાગ ઝુલણા છંદનો-અલ્યા જાપરો જાપરો નાદાન છો-કરા, વઢવાને તુ મારી પાસ આવ્યો અલ્યા નિચ ગોવાળિયા જાત કહાવ્યો મારી સાથે નહી જાય ફાવ્યો ૧ અલ્યા ગોકુળ માંહિ તું ગાવડી ચારતો, પરનારી કેરાં તું ચીરહરતો; હાથમાં લાકડો ખાંધે હતી કામળી, મધુવન વિષેતુંરે ફરતો અલ્યા ૨ શાંગ્ય શ્રી સુર્યતાણી તેજ ત્રિશુળ તણું, માહરા હાથમાં તેહ ચળકે; મારે કરોધે કરી ડોલે છે દેવતા. બાંધી ધરણી ધુજેઅને શેષ શળકે અલ્યા ૩

કડવું ૭૬ મું.

રાગ ઢાળ-એવી વાણી સાંભળતામાં, કોપ્યા દીનદયાળ બાણાસુરનાહાથ છેદ્યા,સ્વામી શ્રી ગોપાળ. ૧ કોપ કરી કર-પાશ મેહેલ્યું, વળતું તેણીવાર; બે હાથ રહ્યા છે બાણાસુરને, તેનો કહું વિસ્તાર. ૨ રૂધીર વહે છે બાણાસુરને, મન થયો નીરાશ, મહાદેવજીએ હાથ આપ્યા,માટે ગયો કઈલાશ. ૩ નારદ ચાલી આવીયા; જ્યાં બાણાસુરની રાય; તારા કુંવરના હાથ વાઢયા, કહો વલે શી થાય. ૪

કડવું ૭૭ મું.

રાગ ગુજરી-શુકદેવ કહે છે વાત વેવાણ આવીયારે. જેની જોવા સરખી જાત. વેવાણ આવીયારે. ૧ માથે કેશ વાંસની જાળ. વેવાણ૦ જેનું નેત્ર સરોવરપાર વહેવાણ ૨ જેનાસુપડા જેવાકાન, વેવાણ૦ જેનું મસ્તક ગીરીસમાન.વેવાણ૦ ૩ એ ની આંખ અંધારો કુપ. વેવાણ૦ જેનું મુખ દીસે છે કદરૂપ વેવાણ૦ ૪ હળદાંડી જેવા દંત, વેવાણ૦ દીઠે જાએ એનો અં-ત વેવાણ૦ ૫ એનાં સ્તન ડુંગરશાં ડોઝા,વેવાણ૦; કાનેઘાલ્યાં હાથીનાં હોઝા,વેવાણ૦ ૬ કોટે ખજુરનાતનમનીનાં; વેવાણ કાને ઉંટના ઓગનીયાં વેવાણ૦ ૭ પાસે રીંછ કલાં વિકાળ, વેવાણ૦ કેહેડે પાડાનીઘુરમાળ વેવાણ૦ ૮ વાંકડાસર્પ એના હાથે વેવાણ૦ બળની સઘડી મુકી માથે, વેવાણ૦ ૯ કોટરા આવી જ્યાં મોરાગ, વેવાણ૦ કુવરેસાસુ ખોળી સાર,વેવાણ૦ ૧૦ જેની પીઠ ડુંગરશા ડોઝા, વેવાણ૦ એનામસ્તકમાં ફરેરો આં, વેવાણ, ૧૧ મુખ બોલે વચનવીકરાળ, વેવાણ૦ દેખીપડે

જાદવનેફાળ,વેવાણ૦ ૧૨ કોટરા આવી જ્યાં મોરાર, વેવાણ કુંવરે સાસુ ખોળી સાર, વેવાણ૦ ૧૩ ચાલ--કોટરા કહે છે કરગરી; એના બાપને ચાંપ્યો પાતાળ; જાણશે તો ઘણું થયું એછે તમારો બાળ. ૧૪ કરૂણાસાગર કૃપાનિધી, ક્ષમા કરો આ વાંક; દીન જાણી દયા કરો, એછે તમારો રાંક. ૧૫ ચક્ર ચતુર્ભુજે પાછું તેડયું, કરૂણા કરી જગનાથ; નવશે છન્નુ કર છેદી નાંખ્યા,રાખીયા ચાર હાથ.૧૬ રૂધીરભર્યો આંસુગળતે આવીયો શીવની પાસ; એમ કહીને પાયે લાગ્યો, સાંભળો પતી કૈલાશ. ૧૭ એકમારી વીનતી,તમો સાભળો જગદીશ સાંભળી કોપે ભરાયા, પોતે ઉમીયા ઈશ. વલણ--મનમાં રીશ ચઢી ઘણી. તમો સાંભળો રાજકુમારરે; સદાશીવ યુધ્ધે ચઢયો, તેણે ધરૂજી ધરા અપારરે.

કડવું ૭૮ મું.

।। રાગ સારંગ-એ ભરવાડો એ પિંડારો ગોકુળમાં ચારીગાય માહારા આપ્યા હાથને, તેછેદીને કયાં જાય.૧બડબડતા ગણેશ ચાલ્યા. ઉંદરડે અસવાર; ઉંદર ઉપર સ્વામી કારતીક, ચાલ્યા, શંકરનાકુમાર. ૨ સીંહઉપરવીરભદ્રચાલ્યા વૃષભઉપર શીવરાય; સેન્યા બહુ ભેળી કરી, કહુ તેહ તણો મહીમાય ૩ ડાકણ સાકણ ભુતપ્રેત, પીશાચ વંતરગાત્ર; દડુકદડુક ચાલે ભુતડાં, જેના હાંલ્લાં સરખાં માથાં. ૪ હરી જઈ કૃનવરમાને કહે છે, જાદવને સમજાવો; અસરનું ઉપરાણું કરી, જોગીડો લઢવા આવ્યો. ૫ શંકર મુખથી બોલ્યા આવી, લાગી મનમાં

જવાળ; સનમુખ આવી ઉભા રહી; મ હે માહે ભાંડે ગાળ. ૬ હે કાળા અર્જુનના સાળા, ભરયા ઉચાળા જેહ; મધ્ય રાતે મથુરાંથી નાઠો, ગયો વીસરી તેહ. ૭ મારી માશી પુકના ને, દહીનાં લીધો દાણુ; મુસાળનું છેદન કરીને થઈ બેઠો રાજન. ૮ તું આહીરડામાં અવતર્યો, નથી વાત મારી અજાણી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને બોલ્યા સારંગ પ્રાણી. ૯ મસાણે ફરતો હિંડે; રાખ ચોળે અંગ; આક ભાગ્ય ધંતુરો ચાવે નફટ તારા ઢંગ, ૧૦ ડાકણ સાકણ ભુતપ્રેત જે, નીચ સાંગરો જોડો બળદ ઉપર ભાર મુકયો, તાહારા ઘરમાં ન મળે ઘોડો. ૧૧ રાત દહાડો બાવો થઈ ફરતો, તાહારા ઘરમાં રોતી નારી; ત્યારે કૃષ્ન પ્રત્યે કોપ કરીને બોલ્યા છે ત્રીપુરારી. ૧૨ અલ્યા છોકરીઓ માં છાશપીતો, મરદ મટી થતો મહીયારી; જગતમાંએવું કહેવાયું જે, કાનડે મચળિ પેરી. ૧૩ પરનારીશું ક્રીડા કરતો કેહેવાયો વ્યભિચારી; ત્યારે શંકર પ્રત્યે કોપ કરીને બોલ્યા દેવ મોરારી. ૧૪ ભગવાન કહેહું વ્યભીચારી, મુને બધી વિસ્વે જોયો; તું એવો સાધુ હતો ત્યારે ભીલડી શું મોહયો. ૧૫ વચન એવું સાંભળીને, કોપીયા શીવરાય; કહાક લઈને ત્રીસુળ મારયુ થનાર હોય તે થાય. ૧૬ ત્યારે શ્રી કૃષ્ણે મુકયું સુદરશન આવ્યા ચપટ ઘાય; માંહો માહે યુદ્ધ કરે છે, બળ કહ્યું નવ જાય ૧૭ ગણપતીને કુંવર પ્રદયુમન, વઢતાં બન્યો કુમાર વસુમાન ને બટુક ભેરવ, કરતા મારા માર. ૧૮ વિરભદ્ર બળરામ સામા યુદ્ધ કરે માંહો માંહે; શીવને શામળિયો વઢે, ત્યાં જોવા સર

ખું થાયે. ૧૯ કાળભૈરવ કપાળભૈરવ તેક્ષણ ભૈરવ સાર; સંહર
ભૈરવ કરોધે, દંભભૈરવનો માર. ૨૦ ઉગ્રસેનને વીરસે નએ,
બળીયા જોદ્ધા કેહેવાય; આપ આપણા ભીરૂ લઈને, યુદ્ધ કરે
રણમાંય. ૨૧ ભુત પ્રેતપીચાસવંતર.ડાકેણ વળગે ચુસે; અવ
ળાપગ જેને ચુડેલ કહીએ, રૂધીરસનું ચુશે. ૨૨ કૃષ્ણકેરા મારના
ભાલા વાગે ભચ; તરવારયોની ધારાયે, કોનાં નાકવાઢયા કચ
૨૩ કોઈને અધસાતા કીધા, હાથ તણી લપડાકે, કોઈને માર્યા
પાટુપાની, ભોંગળને ભડાકે. ૨૪ જાદવ કેરા મારથી, બહુ ઝો-
ળીયે ઘાલ્યા જાય; કોને રણમાં રોળીયા, તેને થરથર ધ્રુજે કાય.
૨૫ પરીઘ ત્રીસુર તુંબર ફરશી, હસ્તનીળ છુટે સરરાટ ગડ-
ગડતા ગોળા પડે, થાય બહુ ખડખડાટ. ૨૬ હસ્તીચર્મ નેમાં
સની, બે પાળ બંધન થઈ; સાગરસુ શંગમ મળ્યો, એમ શ્રો
ણીતપુરની સરીતા વહી. ૨૭ પાંડુ રોગ ને હૈયાહોડી, ભગંદર
કેરી જાત; હરષ નારૂને પાઠુ કહીએ, કરણતુલ્યસનેપાત. ૨૮
રોગ તણો માર બહુ દેખી, જાદવ નાશી જાય; રોગના વરસા-
દથી કોને, ઉભુ નવ રેહેવાય ૨૯ રોગના વરસાદથી, ચઢી
હરીને રીસ; નાવની ટોળી બાંધીને, છેદવા માંડયાં શિષ. ૩૦
તાવ વાણી બોલિયા, રહેવાનો આપો ઠામ, તમે મુજને પેદા ક
રીને; કયાં મારો ભગવાન. ૩૧ પાપી તમે મ્રત્યુલોકના, મા-
નવીના લ્યો પ્રાણ; તાવ કહે એ કથા સાંભળો, હરીહર કેરૂં
જ્ઞાન ૩૨ મહારાજ ત્યાં અમે નહી જઇએ, સાંભળો અશરણ
શરણ; ચતુર માસમાં સાંભળે, જે કોઇ આ ઓખાહરણ. ૩૩

તેના સ્વપ્નાંતરમાં જોસો તો, છેદી નાંખીશ શીષ; તાવની વાણી સાંભળીને, બોલ્યા શ્રી જુગદીશ. ૩૪ ઓખાહરણ જે સાંભળે, મન ભાવ કરીને જેહ; તેને પીડે તો મારીનાંખુએમાં નહીં સંદેહ, ૩૫ તાવ કહે એકવારસાંભળેતેવરસમાં ન જાવું બે વાર જે સાંભળે; તેને દીઠેથી નાશી જાઉં. ૩૬ ત્રણવાર જે સાંભળે, અમારૂ તમારૂ જ્ઞાન; તેને જનમ માંહે નવ પીડું તમો સાંભળો ભગવાન, ૩૭ ઓખાહરણ જે સાંભળે. તેનું લેઇએ નામ; કોલ લઇને સંચર્યો, ગયો કૈલાશ ધામ. શું કદેવ કહે પરીક્ષતને, તમે સાંભળો કહું રાય; વળતી બાથા ભીડીયા કૈલાશ કેરે રાય. ૩૯ શાસ્ત્ર એવાં કહાડીયાં તેનો કોઈ ન પામે પાર; ઈશને જુગદીશ વઢતાં કોઈ ન પામે હાર. ૪૦ વજરાસ્ત્ર ત્યાં મેલીયું. પોતે શ્રી ત્રીપુરાર; ત્યારે મોહાસ્ત્ર મેલીયું, સામા રહી દેવ મોરાર. ૪૧ નાગાસ્ત્ર ત્યાં મેલીયું સામા રહી ઉમીયા ઈશ, ગરૂડાસ્ત્ર ત્યાં, મેલીયું પોતે શ્રી જુગદીશ, ૪૨ પર્વતાસ્ત્ર ત્યાં મેલીયું. સામા રહી શીવરાય; ત્યારેવાવાસ્ત્ર ત્યાં મેલીયું તેનું જોર કહ્યુ નવ જાય, ૪૪ સુદરસન ત્યાં કહાડીયુ; ક્રોધ કરી જુગદીશ; તયારે ત્રીશુળ તે લઈ રહ્યા, પોતે ઉમીયા ઈશ ૪૪ અકે પોઠીયોને એકે લીધો ગરૂડ; ત્રીશુળને સુદરશન વળગ્યાં, તે આવ્યાં કડાઝુડ, ૪૫તેમાંથીઅગ્નિ વરસે તે, બ્રહ્માંડ પ્રલે થાય; શેષનાગ શકળવા લાગ્યો, ભારન ખમે ધરાય, ૪૬ બ્રહ્માણી કહે છે બ્રહ્માજીને તમે સાંભળો મારા નાથ; શીવને શામળીયો વઢે, નારદે કીધો ઉતપાત ૪૭

શાડ જઈને ચુકવો, તેમાંથી થાય કલ્યાણ; હંસે ચઢીને બ્રહ્મા જી આવ્યા, વિચારીને જ્ઞાન. ૪૮

કડવું ૭૯ મું.

રાગ ધનાશ્રી–આબેમાં કોને નં હુને, સાંભળો શીવ રાણુછો ડજી; વિરોધને વેગળો મુકીને, પુરો જગતનાકોડજી, ૧ શંકર કહેછે કૃષ્ણજીને, તમો કયારે આવ્યા ભગવાનજી; હરીહરબેકોટે વળગ્યા; દીધું ઝાઝું માનજી ૨ શીવે કૃશણુને તાળીમારી, બોલ્યાનો વિવેકજી; વઢનારા તો કોઇ કહશે પણ, આપણાએકના એકજી. ૩ કૃશણે ચક્રને પાછું લીધું, શીવ લીલું ત્રીશુળજી બ્રહ્માયે આવી સમાધાન કીધું, થયું પૃથવીમાં શુખજી ૪ શીવે લઈને પાસે તેડયો શોણીતપુરનો નાથજી; અલ્યા તુજને ભુજ અલ્યા માટે, વઢવા આવ્યો મુજસાથજી, ૫ વળી હોંશ હોય તો યુદ્ધ કરો, શામળીયાનો સાથજી; મદ મસ્તરઅહીકારથી મેં, ખોયા હજારહાથજી. ૬ બાણાસુરકહેહવ વઢુતો, છેદેમારૂ શીષજી; બાણુવળતી ચરણે ચાલ્યો સાંભળો ઉમીયાઇશજી

વલણ–મેં ખોયા હાથ હજારને, હવે શીશ છેદાવુ રે; જેમ તેમ કરીને જાન તેડાવો પછી કન્યાને પરણાવું રે. ૮

કડવું ૮૦ મું.

રાગ સોહીણી–હરીહર બ્રહ્મા ત્રણે મળ્યા, દુઃખ ભાગીયાંરે; તયારે દાનવનું શું જોર, મળ્યા મન માનીયાંરે. ૧ બ્રહ્માવિશણું ત્રણ એક છે, દુઃખ ભાગીયાંરે; તેમાં તે શી વઢવાડ, મળ્યા. ૨ શિવ બાણ નમાવિયો દુઃખ શરીરે કૃશણે ફેરવ્યો હાથ, મળ્યા૦ ૩ કાપ્યા કરની પીડા મટી, દુઃખ૦ જયારે પ્રસન થયા

જદુનાથ, મળ્યા. ૪ હવે ગરૂડને દ્વારકાં મોકલ્યા દુઃખ; તેડાવો સઘળો પરીવાર, મળ્યા૦ ૫ શોળ સહસ્ત્ર એકસો આઠ પટરાણીયો, દુઃખ૦ તેડાવા પરીવાર મળ્યા૦ ૬ ગરૂડ પોહોચ્યો દ્વારકાં દુઃખ૦ તેડાવે જાદવનાર, મળ્યા૦ તેડી છપન્ન કોટીની, દુઃખ તમો તેડો સૌ પરિવાર મળ્યા૦ ૮ ગરૂડ ઉપર સૌએ ચઢયાં, દુખ૦ તયારે ગરૂડની પાંખ ભરાય, મળ્યા૦ ૯ તેડી શોણીતપુરમાં આવીયાં દુખ૦ આવીજાદવસૌસર્વે નાર મળ્યા૦ ૧૦ જાની વાસ આપ્યા મન માનીઆં; દુખ; તેમાં ઉતર્યા છપન્ન કરોડ; મળ્યા.

કડવું ૮૧ મું.

રાગ ધોળ–પારવતીનેપિયરનાંનોતરડાંરે; બેસવાતો રૂડાંલા વજો પાથરણુંરે; તેડાવોને ઉંદ્રીયાચળ અટાચળને, તેડાવાવિધ્યાચળ પીનાચળરે, વરરાયને નાવણુ વેળા થાયરે, વરરાયને પીઠી તયાં ચોળાયરે,

કડવું ૮૨ મું.

રાગ ગુજરી–કૃશ્ન કેરી ઘરૂણી નિદ્રા નવ પોઢશોરે, અનિરૂદ્ધને તે લઈ સંચરો રૂક્ષમણી જાગવુંરે બળભદ્ર કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢસોરે, અનિરૂદ્ધને તે સંચરો રેવંતી જાગવુંરે વાસુદેવ કરી ઘરૂણી નીદ્રા નવ પોઢસોરે, અનિરૂદ્ધને તે લઈ સંચરો; રૂતુમતી જાગવું મહાદેવા કેરી ઘરૂણીનીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈ સંચર પારવતી જાગવુંરે ગણુપતી કેરી ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે, ઓખાબાઈને તે લઈ

સંચરો; સુધ બુધ જાગવુ બાણાસુર કેરા ઘરૂણી નીંદ્રા નવ પોઢશોરે ઓખા બાઇને તે લઇ સંચરો; બાણમતી જાગતું રે કૌભાંડ કેરી ઘરૂણી નિંદ્રા નવ પોઢશોરે; ઓખાબાઈને તે લઈ સંચરો; રૂપમસ્તુ જાગવું રે;

કડવું ૮૩ મું.

રાગ ધોળ-હલહલ હાથણી શણગારીરે, હસ્તીફરતીસોનાની અંબાડીરે; તેના ઉપર બેસે વરજીની માડીરે, સોનેરી કોર કસુંબલ સાડીરે, માથે મોડભમરીયાળોઝગકેર, ઉશણાદકેવરનેકરાવ્યું સ્નાન; નાના વીધનાં વસ્ત્ર પેહેરાવ્યાં પરીધાન કનકબેર ખાપુંચીઓ બાજુબંધ, અનોપમ ઉપન્યો આનંદ મુગટ માણીમય ધર્યો અનિરૂદ્ધ શીશ, લગક ઝબકઉદયજ જેવો દીસે કસ્તુરીનું તીલક કર્યું છેભાલ વળતી તેને ટપકું કર્યું છે ગાલ. હરી હળધરનો જશ બોલે બધા જનજાદવ સહિત શોહે છે જુગજીવન સાત પાંચ સોપારી શ્રીફળ અપાય, વરજીને તો ઘોડીની વેળા થાય.

કડવું ૮૪ મું.

રાગ દેશિ ઘોડલીનો-અનિહાં અનિરૂદ્ધનિ ઘોડલી. ટેક. અંત્રિક્ષથિ ઘોડિ, ઉતરિ પુજીએ કુમકુમ ફુલ, ચંચળ ચરણે ચાલતિ, એનું કાઈ ન કરિશકે મુલ. અનિરૂદ્ધજીનિ ઘોડલિ. ૧ મોરડે મોતિ જડયા હિરા જડિત પલાણુ રત્ન જડિન જેના પેંગડા, તેના વેદકરેછે વખાણુ અનિરૂદ્ધએ અંગજેનું અવ નવું, ઝળકે તે ઝાકઝમાળ; ઝબુકે જેમ વીજળી, તેને કંઠેછે

ઘુઘુર માળ. અનીરૂદ્ધ ૩ દેવદાનવમાનવીરે; જોઈ હરખ્યા તે સુંદીર સ્યામ; થનક થનક ચાલતીરે, એનું પંચકલ્યાની છે નામ. અની૦ ૪ રૂપવંતી ઘોડી ઉં પરરે, અનીરૂદ્ધ થયા અસ્વાર પાનનાં આપ્યાં બીડલારે ઉપર શ્રીફળ ફોફળ સાર. અનીરૂ૦ ૫ હીંડે હળવે હાથીઓરે, ઊલટ અંગન માય; સુરીનર મુન જન જાણે વારણેરે, આથળ ઈંદ્ર રહ્યા છડીદાર. અનિસ ૬ સનકાદીક શિરછત્ર ધરેરે, નારદ લેગ્યા વાય; ચંદ્ર સુરજ બેઉ પેંગડરે. આગળ વેદ ભણે બ્રહ્માય. અની૦ ૭ વાજાં બત્રીસ વાજતાંરે, નગર એને પરદેશ; લોક સર્વે જોવા મળીયું, શોણીતપુર દેશ અની૦ ૮ રાયે નગર શોહભાવીયું રે, શોહરાવી છે વાટ. ધજાપતાકા જળહરે, શોહરાવ્યાં શોણીતપુરનાં હાટ અની૦ ૯ દેવ સર્વે ત્યાં આવીયારે, જશ બોલે બંદીજન; જાચક કરે બહુ જાચનારે, જેને હરી ટાળેનીરધન, અનિ૦ ૧૦ રામણદીવા કર રૂક્ષમણીરે, લુણ ઉતારે એની ધીર; ગાન કરે છે અપસરારે, ત્યાં તો જોવા ઈચ્છે જદુવીર, અની૦ ૧૧ એવી શોભાય વર આવીયારે, તોપણ ખોટી થાય વરરાય; સાળો છાંટે છાટણારે, મળી માનુની મંગળ ગાય. અની૦ ૧૨ ધુસળ મુસળ રવઈચોરે, સરીયો સંપુંટ ત્રાક. ઈંડો પીંડી ઉંતારતાંરે, વરનું તીલક કરી તાણ્યું નાક. અની૦ ૧૩ નાચે અપ્સર ઈદ્રનીરે, નારદ તુમુર વાય; મધુરી વાણી વાજતીરે, એવા આનંદ ઓછવ થાય. અની૦ ૧૪ પુંખવા આવી પ્રેમદારે, માથે મેલી મોડ; રામણદીવો જળહળેરે, રૂક્ષમણી ઘાલ્યો મોડ. અ

નિ० ૧૫ ગળે ઘાટ ઘાલી તાણીયારે. આવ્યા માહેરા માંહ્ય; આડા સંપુટ દેવરાવીયારે ત્યાં વરત્યોછે જે જે કાર, અની ૦૧૬ ઘોડી ગાયને સાંભળે, તેને ગંગા કેરૂ સ્નાન, વાંઝીયા પામે પુંત્રનેરે, નીરધનીયા પામે ધન. અની० ૧૭

કડવું ૮૫ મું.

બાણાસુર પખારે ચરણ, શોભા ઘણીરીરે; ત્યાં તો બાણમતી નામ વરૂણ, શોભાઘણીરીરે, ૧ત્યાંતોપહેલુ મંગળવરતાય શોભા० પહેલે મંગળ સોનાનાં દાન અપાય; શોભા० ૨ દાન લેછે કૃશણનો સંતાન, શોભા० ત્યાંતો બીજુ મંગળ વરતાય શોભા० ૩ ત્રીજે મંગળ ધેનુનાં દાન અપાય, શોભા० ત્યાંતો ત્રીજુ મંગળવરતાય, શોભા० ૪ મંગળ હસ્તીનાં દાનઅપાય. શોભા० દાન લેછે કૃશણ સંતાન, શોભા० ૫ ત્યાંતો ચોથુમંગળ વરતાય. શોભા० ચોથો મંગળ કન્યાનાં દાન અપાય શોભા० ૬ ત્યાંતો વરત્યાંછે મંગળ ચાર; શોભા० આપે ગરથ સહીત ભંડાર, સોભા० ૭ લાવે બાણમતી કંસાર સોભા ત્યાંતો પીરસે છે ચાર વાર, સોભા० ૭ ત્યાંતો આરોગે નરનાર. સોભા० ત્યાંતો દુધડે સ્નાન કરાવે, સોભા० ૯ ચાર સોભાંગ્યવંતી બોલાવે, સોભા० ઓખા સૌભાગ્યવંતી કહેવરાવે, સોભા० ૧૦ ઓખા અનીરૂદ્ધ પરણીને ઉઠયા સોભા० ત્યાં તો સેનૈયે મેરૂ ત્રુઠયા સોભા०૧૧

કડવું ૮૬ મું.

બાણાસુર ગોરવ નોતરે, સાકો સાથસુરે, સાથે જમણુનીશી

રીત હળધરભ્રાતશું રે; શ્રી ક્રશ્ણ કરે પ્રમાણ હળધર ભ્રાતશુંરે. તમો ગોરવ વેગા પધારજો સૈ કો આવજોરે, સાથે માણુસની શી રીત ગમે તેને લાવજોરે; વેવાણો ઘરમાં ગઈ જ્યાં વરની માવડીરે, તેના કુમકુમ રે ભર્યા પાય જઈ પાયે પડીરે. અનીરૂદ્ધની માવડી બોલીયાં રીત અમારીરે. તમારી પરઠણ જેહ મનાવું ગોરડીરે; બાણુમતી બોલીયાં રીત અમારીરે, ગોરવ મનાવીને ચાલીયાં મનશું માલતાંરે. હાલ હાલ કરો રસોઈ રાંધણ ચાલતાંરે, જાન બહુ પ્રકારની ગણુતાં કાંઈ નવિ લહુરે; કાંઈ વસ્તુ અનેક ગણુતાં સઉ કહુરે, જાદવ કેરી જોડી સઉકે. સાથસુરે. આવ્યા શ્રી ક્રશનમાહારાજ છપન કરોડશુંરે, વેવાઈની વાત કાંઈ સાંભળીરે. ભોજન કરવા ઠામઠામ જુગતીએ સુલીરે આજ્ઞા આપી રાય સઉકો બેઠા થયારે. એતો સ્નાન કરી મંદીરમાં ગયાંરે સ્મરણ કીધું નાથનું બેઠા બે પ્રાણુરે; નવ જોબનવંતી નાર નીકળી પીરસણુરે, ચકમકના તકીએ ઘણાગારા ને લોટડીરે. માંહે બેસણુ બહુ વીવેક દીસે ફુટડીરે બાવનપરની થાળી શોનાના વાડકારે, પીરસનારી પ્રમાણ જમનારા લાડકારે ખાંડ પક્વાનના મેવા બહુ ઘણારે. પુરણને દુધપાક સાકરીયા ચણારે; ગોટા ગળિયા તડગુચ્ચાં આંબા સાખશુંરે, પિસ્તાં ને અખરોડ દાડમ દ્રાખશુંરે, તલ સાંકળી મોળા દહિંથરાં શેવ છુટી કળીરે ખોબલડે પીરશે ખાંડ મરકી બેવડીરે; ખાંજાં જલેબી દસમી દળીયાં મશામસેર, ઘેબર ને મોતીચુર જમતાં સહુ હસેર, મગદળને મેસુર, પેંડા લાવીયારે, પકવાન બીજાં

અનેક લાખાણુશીભાવીઆરે. બાટબંધતો રાંધીયો માંહે ખાંડ ભેળીરે, ગવરીનાં તાવ્યાં ઘી સેવો ગળગળીરે; સારે કર્યો કંસાર પોળી પાતલીરે; સાકરની મીઠાશ આણી કચોળે ભરીરે જમવા બેઠી નાર જાદવ બાપડીરે; જમતાંકહો ભલાંરે લવીંગ શોપારી એલચી પાન સમારીઆંરે, બીડલે બાસઠ પાન સૌને આપીઆરે; સાજન હતું શ્રીક્રશનનું તે સરવે જમ્યુ રે, પ્રમાનંદના નાથ ત્યાં વહાણું થયું રે.

કડવું ૮૭ મું.

રાગ પહેરામણીનો-આગ્યુંમુકપુંસર્વેપોકયું,કન્યાનેવળાવો; મહારા નવધા વેવાઈઓરે. રથ ઘોડાને પામરીયો, સૌ જાદવને બંધાવો; બંધાવો મહારા નવધા વેવાઈઓ. જર કશિ જામા તમે ક્રશ્ણને પેરાવો; માહારા નવલા વેવાઈઓ. પંચવસ્ત્રને શણગાર, તમે જમાત્રને આપો; મહારા. દક્ષિણનાંચિર રાણી રૂક્ષમણીને આંપો; મહારા.જરી મુગટને શાલ દોશાલા જાદવને તમે આપો; મહાર. સાળુ ઘરાચોળાં ને ઘાટ ઘણેરા સતિસતભામાનેઆપો; માહારા પાટણના પટોળાં રાણિજાબુવંતિને આપો, માહારા, વલાણ-પેરામાણી પુરાણ થઈ, હઈડે હરખ ન માયરે; કન્યા તેડી કોડે કરી, હવે કૃષ્ણ દવારકાં જાયરે

કડવું ૮૮ મું.

રાગ વેલાડી-ઓખા ચાલી ચાલણહારા, સઈયરો વળાવા સંચરી; ઓખા ઉભી રહે મળતિજા. માને વહાલી દીકરી કોઈ લાવ એકાવળ હાર, લાવે સોનાનાં સાંકળાં; કોઈ લાવે

સોળ શણગાર; ઓખાબાઈને પેહેરવા. ઓખાને વળતાંબોલીઆં કહેબાઈરે, ચિત્રલેહા આવ ઓરી લાવ્ય વાહરે; આલે સોનાનાંસાંકળાંબોલ્યાબાઈરે, શું કરે સોનાનાં બોલ્યાબાઈરે તારા ગુણ ઓશીગળ થાઉ બોલ્યાબાઈરે. નીતની ગોમતીને રણછોડ આવ્યા નાહીરે; ત્યાં મુજને સંભારજ્યો બાઈરે એટલે પોહોચ્યા મનના કોડ લાવ્યા વાહીરે.

કડવું ૮૯ મું.

રાગ ધોળની દેશી-ઓખાબાઈતો સાસરીયે હવે જાયરે, માનુની તો મળીને મંગળ ગાયરે; રથ અગ્ર પઈડું ત્યાં શ્રીફળે સીંચાયરે, ઓખાબાઈને લાડ કચોળુ અપાયરે ઓખાબાઈને શીખામણ દે છે માયરે.

કડવું ૯૦ મું.

રાગ બીભાસ-સાસરીયાના સાથમાં, તું ડાહીથજે દીકરી હુ તુજને શીખામણ દેઊં, તે રખે જતી વીસરી. સાસરીયાના સાથમાં, હળવેહળવે ચાલીયે; સાસરીયાના સાથમાં ખોળે ખાવું નથાલીયે સાસરીયાનાં સાંથમાં કંથસારૂ માલીયે. સાસરીયાનાસાથમાં સઈડકો આઘેતાંણીયે, સાસરીયાનાસાથમાં સસરો બેઠા હોયતો પિતાના ઠેકાણે જાણીયે સાસરીયાનાસાથ માં કુવે વાત ન કીજ્યે; સાસરીયાના સાથનાં પરપુરૂષ આવતો હોય તો વાત કરતાં બીજ્યે,સાસરીયાનાસાથમાં સાસુને ગાળ ન દીજ્યે. સાસરીયાના સાથમાં દુડી પાણીનવલીજ્યે સાસરીયાના સાથમાં પર પુરૂષની હશી તાળી નવ લીજ્યે;

પેઉજીને પરમેશ્વર જાણો, પગ ધોઈ પીજીયે,

કડવું ૯૧ મું.

રાગ ફટાણાની ચાલ-આવ્યો દ્વારકાંનો ચોર, લાખેણીલાડીલેઈ વળ્યોરે; જેણે વગડે ચાર્યાં ઢેર, લખેણી૦હાર્યો હાર્યો બાણાસુર રાય કલ્યાણુ રાય જીતીયારે; વેગે વહિને આવ્યાછે દ્વારીકાનીમાંય કેશવરાયજીતીયારે;રાણિરૂક્ષમાણું એવધાવીને લીધા, ત્રીકમરાય જીતીયારે; તેતો પુરાણે પ્રસીધ્ધ; ઢીધલ્લમલ જીતીયારે. તેતો ગોત્રજ આગળ જાય, કલ્યાણુરાયજીતીયારે,બંનેનાંહાથકાંકણુમીંઢળછોડાય,કલ્યાણુરાયજીતીયારે

કડવું ૯૨ મું.

રાગ ધોળ મંગળ-તારાં બાપનો બાપનેડાવ, છોગાળાદોરડો નવ છુટે તારા કૃષ્ન વડઊઓ તેડાવ,જબિલ્લાદોરડોનવછુટે તારી રૂક્ષમાણી માત તેડાવ. છબિલા.; તારો પ્રદ્યુમન તાત તેડાવ છબિલ્લા. તારી રતુમતિમાત તેડાવ. છબિલ્લા. બ્રમાનીવાળી ગાંઠ તે કેમ છુટી જાય, છબિલ્લા. તારોબળભદ્રકાકો તેડાવ છબિલ્લા.તાદ્દી રેવતી કાકીતેડાવ, છબિલા. અનીરૂધ્ધે બાંધી ગાંઠ દોરડો ઓખા છોડાવા જાય છબિલ્લા. બેકી ગાંઠ કરીને તે કેમ છુટી જાય હો લાડી. તારો બાણુસુરતાત તેડાવ હો લાડી. તારી બાણુમતી માત તેડાવ હો લાડી. તારો શંકર તાત તેડાવ; હો લાડી. તારાં પારવતી માત તેડાવ હો લાડી તારો ગણુપતી ભ્રાત તેડાવ હો લાડી તારી સુધ બુધ ભોજાઈ તેડાવ હો લાડી. તારી ચીત્ર લેહા ચોર તેડાવ, હો લાડી.

ઓખા છોડે દોરડો, તે જાદવ જુવંતી ગાય; છબીલા રે બેડી ગાંઠ તે થડ ફરીને તે કેમ છુટી જાય. છબીલા દોરડો કેમ છુટે.

કડવું ૯૩ મું.

રાગ ધનાશ્રી-રીતભાતપરી પુરાણ કરીને, ઉઠયા કૃષ્ણના તનજી નવું રે મંદીર વસવાને ત્યાં આપ્યું રે ભોવનજી એકવાર શ્રી કૃષ્ણ ઓખાને, ખોળા માંહે બેસારીજી; માંગવું હોયતે માગી લેજે, તું છે વહુવર અમારીજી. મારા બાપને એક દીકરો, તમો આપોરે ભગવાનજી; ભગવાને આપ્યો દીકરો, તેનું ગયાસુર નામજીબાણાસુરનો ગયાસુર, વંશવધારણહારજી, કહીકથાને સંદેહ ભાગ્યો પરીક્ષત લાગ્યો પાયજી શુકજી અમને પાવન કીધા સંભળાવ્યો મહીમાયજી; આરાધુ ઈષ્ટગુરૂદેવને, ગણપતીને લાગુ પાયજી શ્રોતા વક્તા સમજતા કહેકવી કરજોડજી; ભાવ ધરી શહુ બોલજ્યો જેજે શ્રી રણછોડજી.

ઈતી શ્રી ભાગવતેમહાપુરાણે દશમસ્કંધે શ્રી શુકદેવ પરિક્ષત સંવાદે પ્રેમાનંદ કૃત ઓખાહરણ સંપુર્ણ.

શ્લોક.

અચ્યુંતં કેશવં નામનારાયણ ।। કૃષ્ણ દામોદરં વાસુદેવ હરે ।। શ્રીધરં માધવં ગોપિકા વલ્લભ ।। જાનકી વીનાયક રામચંદ્ર ભજેત. ।। ૧ ।।

સમાપ્ત.

# જાહેર ખબર.

સરકારી નિશાળના ગ્રેજ્યુએટ શિક્ષકના હાથથી આવી જાતનું કોઇ પણ પુસ્તક લખાયું હોય તો તે ફક્ત આજ છે.

## ધી ગાઈડ ટુ ઈંગ્લીશ ટીચર.

પોતાની મેળે ઘેર બેઠા વગર માસ્તરે થોડા વખતમાં અને થોડી મહેનતમાં રીતસર અંગ્રેજી શિખવું હોય તો **ધી ગાઇડ ટુ ઇંગ્લીશ ટીચર** જરૂર ખરીદજો અક્ષર, જ્ઞાન, તાર, કાગળ અરજીઓ વગેરે લખવાં, વાંચતાં શીખવા સારૂં આ પુસ્તક ઘણુંજ ઉમદા સાધન છે આ પુસ્તકની અંદર દરેક વિષયની સમજ ઘણીજ સહેલી અને સરળ રીતે આપવામાં આવી છે, ગમે તેવા શિખાઉ માણસને પણ સમજતાં જરાએ મહેનત પડતી નથી. બીજાઓની માફક આ પુસ્તકના જુદા જુદા ભાગો કર્યા નથી પણ એકજ પુસ્તકની અંદર જરાએ જરૂર ઉપયોગી બાબતોનો સમાવેશ ઘણીજ બારીકીથી કરવામાં આવ્યો છે વધુ તારીફ ન કરતાં એકવાર ચોપડી મંગાવી ખાતરી કરવા અમો ભલામણ કરીએ છીએ કી. ૧। પોસ્ટેજ માફ.

## મહાભારત.

### ( વ્યાસ દુર્ગાશંકર કૃત. )

મહાભારતની કથા કહેવામાં પંકાયેલા વ્યાસજી દુર્ગાશંકરની રસિક વાણીથી કોઇ પણ ભાગ્યેજ અજાણ્યું હશે. તેમનું રચેલું મહાભારત અતિ રસિક અને બોધદાયક છે. વૃદ્ધ તેમજ બાળક આ ઉત્તમ ગ્રંથનો સહેલાઈથી લાભ લઇ શકે એ હેતુથી મોટા ટાઇપમાં છાપવામાં આવ્યું છે. પુંઠું પાકું સોનેરી, સુંદર ચિત્રો અને લગભગ ૫૦૦ પાના હોવા છતાં કીંમત રૂ. ૧॥ પોસ્ટેજ સાથે છે.

## ભક્તમાળ.

આ સંસારની માયામાં જેઓ ફક્ત મગ્ન રહે છે. તેઓએ આ પુસ્તક ખાસ કરીને વાંચવું જોઇએ ઈશ્વરભક્તિ એજ પરમ સુખનું પગથીયું છે. ઇશ્વરભક્તિથી લીધે મન નીર્મળ થાય છે. અને આ જગતની ખોટી મયાજાળમાંથી મુક્ત કરીને ખરા સુખના ધામ ભણી લઈ જાય છે. આ પુસ્તકની અંદર ૧૦૧ પવિત્ર ભક્તોની નીર્મળ ભક્તિ ઐતિહાસિક દ્રષ્ટાંતો દ્વારા પ્રતિપાદન કરેલી છે. આ પુસ્તક વાંચનાર દરેક માણસ પરલોકમાં પરમ સુખ પામે છે, પાના ૨૦૮ પાકું સોનેરી છીંટનું પુંઠું હોવા છતાં રૂ. ૧ ( પોસ્ટેજ ૪ આના વધુ )

બીજી કોઈ જાતની ચોપડી જોઇતી હોય તો અડધા આનાની ટીકીટ બીડી અમારું મોટું સુચીપત્ર મંગાવો.

બુકસેલર સાકરલાલ બુલાખીદાસ,
રીચીરોડ—અમદાવાદ.